પ્રેમભક્તિ-ગ્રંથમાળા

# ઉષા

અથવા

## એ સુન્દ્રીની વાતો

ન્હાનાલાલ દલપતરામ કવિ

## પ્રેમભક્તિ-ગ્રન્થમાળાનાં

### નવીન ગ્રન્થો અને આવૃત્તિઓ

| | | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|---|
| ૧૭, શકુન્તલાનું સંભારણું | (૨જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૮, કુરુક્ષેત્રઃ પ્રથમ કાંડ, યુગપલટો | (૩જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૯, કુરુક્ષેત્રઃ દ્વાદશકાંડ, મહાસુદર્શન | (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૦, ઉદ્‌બોધન | (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૧, અર્ધશતાબ્દિના અનુભવબોલ | (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૨, સંસારમન્થન | (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૩, વિશ્વગીતા | (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૪, ઇન્દુકુમાર, અંક ૨ જો | (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૫, ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો | (૨જી આવૃત્તિ) | ૧૯૨૮ |
| ૨૬, ગીતમંજરી | | ૧૯૨૮ |
| ૨૭, જહાંગીર-નૂરજહાન | (૨જી આવૃત્તિ) | ૧૯૨૮ |
| ૨૮-૨૯ કુરુક્ષેત્રઃ ચતુર્થ કાંડ, યોધપર્વણી | | ૧૯૨૮ |
| કુરુક્ષેત્રઃ પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | | ૧૯૨૮ |
| ૩૦, કુરુક્ષેત્રઃ એકાદશ કાંડ, શરશય્યા | | ૧૯૨૯ |
| ૩૧, કુરુક્ષેત્રઃ દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિક્ષેપ | | ૧૯૩૦ |

### ૧૯૩૦માં છપાશે

૧ શાહાનશાહ અકબરશાહ

૨ ઇન્દુકુમાર, અંક ૩ જો, સમર્પણ

૩ પાંચ ઉપનિષદો, સમશ્લોકી ૪ ધર્મમન્થન

૫ સંબોધન ૬ કુરુક્ષેત્રઃ તૃતીય કાંડ, નિર્ધાર

૭ કુરુક્ષેત્રઃ દશમ કાંડ, કાળનો ડંકો

**કુરુક્ષેત્ર મહાકાવ્ય**ના ૭ કાંડ છપાયા છેઃ ૧૯૩૦માં બીજા બે કાંડ છપાશે.

## પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

| | | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|---|
| ૧, કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો | (૨જી આવૃત્તિ) | ૧૯૦૩ |
| ૨, રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ | | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩, વસન્તોત્સવ | (૩જી આવૃત્તિ) | ૧૯૦૫ |
| ૪, કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો | (૨જી આવૃત્તિ) | ૧૯૦૮ |
| ૫, ઇન્દુકુમાર, અંક ૧ લો | (૩જી આવૃત્તિ) | ૧૯૦૯ |
| ૬, ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો | (૬ઠ્ઠી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૭, શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી | (૨જી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૮, જયા-જયન્ત | (૪થી આવૃત્તિ) | ૧૯૧૪ |
| ૯, મેઘદૂત, સમશ્લોકી | (૩જી આવૃત્તિ) | ૧૯૧૭ |
| ૧૦, ઉષા | (૫મી આવૃત્તિ) | ૧૯૧૮ |
| ૧૧, ચિત્રદર્શનો | | ૧૯૨૧ |
| ૧૨. રાજર્ષિ ભરત | (૨જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૩, પ્રેમકુંજ | (૨જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૪, પ્રેમભક્તિ-ભજનાવલિ | | ૧૯૨૪ |
| ૧૫, સાહિત્યમન્થન | | ૧૯૨૪ |
| ૧૬, વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી | | ૧૯૨૫ |

પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

# ઉષા,

અથવા

# એ સૂજનજૂની વાર્તા

ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૮૬ ઇ. સ. ૧૯૩૦

કીંમત બે રૂપીઆ

પ્રકાશક: ન્હાનાલાલ દલપતરામ કવિ,
ભદ્ર, અમદાવાદ

| | |
|---|---|
| આવૃત્તિ ૧ લી, ૧૯૧૮ | પ્રત ૧૦૦૦ |
| આવૃત્તિ ૨ જી, ૧૯૨૨ | પ્રત ૧૦૦૦ |
| આવૃત્તિ ૩ જી, ૧૯૨૮ | પ્રત ૧૫૦૦ |
| આવૃત્તિ ૪ થી, ૧૯૨૮ | પ્રત ૨૦૦૦ |
| આવૃત્તિ ૫ મી, ૧૯૩૦ | પ્રત ૧૧૦૦ |

☛ ૧૯૨૭ ની સાલ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાલાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક પ્રત ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.

મુદ્રક : મુદ્રણસ્થાન :
કેશવ હ. શેઠ
ખડાયતા મુદ્રણકલા મન્દિર, ચાર રસ્તા, અમદાવાદ

પ્રિયદર્શનની ઉષા ઉગી ને
પણ ઉગ્યાં ન સ્હવાર જેમનાં,
સ્મૃતિપૂજક સ્નેહયોગીને તે
ગત ગાથા પ્રિયની ખડી થવાઃ—

પ્રિયદર્શનની ઉષા પછી તો
દિન કોટિ કિરણે સદા તપ્યા,
રસકોવિદ તેહ યોગીને યે
રસવાર્તા પ્રિયની ભણી જવાઃ—

સ્મૃતિભોગી—સ્મિતાંશુભોગી એ સૌ
રસના ધન્ય સુભાગીને પદે
વીતી તે વિગતો સ્મરાવવાને
જગજૂની અરપું છું આ કથા.

કરવી—સુણવી ગમે ન કોને
રસની કે રસિકાની વાતડી ?
'પ્રિય' 'પ્રિય' રટશે ન શું પપૈયો
ઉરવ્યોમે ઘનની ઘટા મ્હડ્યે



# પ્રસ્તાવના

પ્રકૃતિપુરુષના એક અભ્યાસીએ ગાયું છે કે

"નરનારીનાં જોડલાં; ત્હેનાં દિલની દોરી એક."

એ દોરી શી છે? કેવી છે! શેની છે? એ સૃજનજૂના પ્રશ્નો છે. મનુષ્યનાં હૃદય અને બુદ્ધિ જેટલા પ્રાચીન એના ગહન ભેદ છે. વિશ્વતોમુખી વિરાટના કોઇ કોઇ મુખ આડા પડેલ પડદા જેમ ફિલસુફ કે પયગમ્બર ઉઘાડે છે તેમ આ અનેકઅંગી મહાપ્રશ્નની યે કોઇ કોઇ કલા કવિ કે રસ-મીમાંસક ખોલે છે. રસ, રસિકતા, ને રસની લીલા; સુન્દરી અને સૌન્દર્ય; પ્રિયજનની પ્રિયમતભાવનાનાં કોઇ અન્વેષણ સર્વદેશી કે સર્વગ્રાહી–પરિપૂર્ણ થવાનાં નથી. તે સદા અપૂર્ણ જ રહેશે, ને નવા નવા કલાવિધાયકો તે પૂરું કરવા મથશે. ચેતનશાસ્ત્રના વિપુલ વિજ્ઞાનીઓ જ્યારે નવીન રસમીમાંસા રચશે .અને નાયકનાયિકાભેદના રસશાસ્ત્રનાં પ્રકરણ ભવિષ્યમાં ફરીથી લખાશે ત્યહારે સ્ત્રીપુરૂષનાં રસભર ગુરુત્વાકર્ષણનો મહાપ્રશ્ન અવનવી રીતે જ હવે ચર્ચાશે. જગતની સર્વ પ્રજાઓનાં કાવ્યો નાટકો અને કાદંબરીઓના એ સર્વસંચારી વિષયના જ્યહારે કોઇ.ભવિષ્યનો વાત્સાયન નવીન રસસત્રો લખશે ત્યહારે અજબ પ્રકારનાં અજવાળાં

માનવલોકમાં ઉતરશે. હૃદયની સ્થૂલ ક્રિયાઓનાં જેમ પડદાઆડાં જ દર્શન થાય છે, તેમ હૃદયની સૂક્ષ્મ ક્રિયાઓનાં યે દર્શન પટાન્તરે જ થાય છે. હૃદયમન્દિરના રસજ્ઞ રહસ્યભેદુ ભીતરિયા પૂજારીઓની ગોત્રવેલ સદા પલ્લવવન્તી પાંગરતી જ છે, અને રસદેવતાની ઉપાસનાની અનન્તશિખ આરતીના કેટલાક દીવડા એ વેલના પ્રત્યેક પાંદડે ને પુષ્પે પ્રગટે છે. અનાદિઅનન્ત સૌન્દર્યપૂજનની આરતીની એવી એક શિખા પ્રગટાવવાનો આ યે એક પ્રયત્ન છે. દિવસ અને રાત્રિની શાખાઓ ગૂંથાઈ સન્ધ્યાનાં વન પથરાય છે, તેમ સ્થૂલ ને સૂક્ષ્મનાં, જડ અને ચેતનનાં કિરણજૂથ જ્યહાં ગૂંથાય છે તે સાન્ધ્યદેશની આ કથા છે. આત્માની આ દેવકથા નથી, દેહની આ સ્થૂલકથા નથી; આત્મા અને દેહ ઉભયધારી મનુષ્યજાતિની આ માનવકથા છે. કોઈક ભીષ્મની આ વ્રતકથા નથી, સકલ સંસારીઓની આ સંસારકથા છે. જયા અને જયન્તનું નાટક કો વિરલ સાધુનો સાધ્વાશ્રમ હતોઃ આ સૂજનજૂની વાર્તા સહુ ગૃહસ્થાશ્રમીઓ કાજેની ફૂલવાડી છે. અને આ વાર્તા યે માત્ર રેખાચિત્ર છે, ધ્વનિસૂચન છે, તર્જનીનિર્દેશ છે. પણ વ્યંજના અને ધ્વનિ રસમીમાંસાના ચતુર મીમાંસકોને કાજે કાંઇ ઓછાં છે ?

ઈ. સ. ૧૯૧૮ ન્હાનાલાલ દલપતરામ કવિ



# અનુક્રમણિકા

# ઉષા

અથવા

## એ સૂજનજૂની વાર્તા

# ઉપોદ્‌ઘાત

વાંચનાર ! ત્હારે ત્હારી કથા વાંચવી ન હોય તો આ વાર્તા વાંચતો ના.

ત્હને પ્હેલો પ્રશ્ન તો એ થશે કે આ કથામાંનો 'હું' તે કોણ ? ત્હારી અન્તર્ભોમમાં જતાં શીખ્યો હો તો ત્ય્હાં જા અને એ ગેબમાં—એ ઉરઆકાશના ઘુમ્મટમાં તે પ્રશ્ન પૂરજોસથી પુકારઃ હું કોણ ? ત્હારા આત્માને એ સવાલ પૂછ, અને આત્મા જાગતો હશે તો ત્હને ઉત્તર મળશે. પુરૂષનું વ્યકિતવાસી પુરૂષત્વ જગતમાં જન્મ્યું ત્ય્હારથી પુરૂષ એ પ્રશ્ન પૂછતો જ આવ્યો છે. વિશ્વ આભથી ઘેરાયલું છે તેમ પ્રારબ્ધની ગહનતાથી ઘેરાયલું સ્વતંત્ર વ્યકિતત્વનું સ્વેચ્છાચારી પુરૂષાતન શું છે ? એ એક એવું તેજોમય ન્હાનકડું વિશ્વ છે, કે જેમાં મહાવિશ્વ, આટલી શી આંખમાં સમાય છે તેમ, સમાઈ જાય છે. શરદના કાચનિર્મલ સરોવરજલમાં ગગનવાસી તારામંડલિ અહોરાત્ર ન્હાવા ઉતરે છે, તેમ ત્હારા યે આત્મસરોવરનાં જલ નિર્મળાં હશે તો બ્રહ્માંડ ત્હેમાં નિરન્તર ન્હાતાં ત્હને નિરખાશે. તે તેજવનમાં જઇને પુકારી પુકારીને પૂછજે કે હું કોણ ? ત્હારી અન્તર્ગુહા પૂરતી ઉંડી હશે, ને છીછરી નહીં

હોય તો ઉત્તરનો પડઘો તે ઉંડાણુમાંથી ઉઠશે. કાન માંડજે, અને ફૂલની ફોરમ જેવો ધીરો તે ઉત્તર સાંભળજે, ને સ્હમજજે.

મંગળ રાતો છે, ગુરૂ ઉજ્જવળ છે, શની આછો નીલો છેઃ તેજમંડળનાં એક તેજ છતાં ત્હેમાં વ્યકિતભાવના ભિન્નભિન્ન રંગો છે. તેમ જગતનું પુરૂષાતનતેજ એક જ છતાં વ્યકિતત્વનિવાસી જનભાવના તારકરંગ પણુ ભિન્નભિન્ન જ છે. ને એકરંગી માયાના પટવિસ્તારમાં અનેકરંગી અક્ષય ભાત 'ફાટે પણુ ફીટે નહીં' ? એવી છે; તેમ તે એક, તેમજ તે અનેક ઉભય સાચા છે. એ એક ને અનેકના રાસમંડલમાં જઇને પૂછજે કે હું કોણુ?

તો વળી પૂછે છે કે ઉષા કોણુ? જીવનનો દિવસ ઉગવાનો હોય છે તે પહેલાંની દેવસુન્દરીઃ વેદોએ જેનાં કીર્તન ગાયાં છે તે. ત્હારી પ્રિયતમાનાં ત્હને પ્રથમ દર્શન થયાં, તે ધન્ય પળે જે અદ્ભુત દર્શન થયું હતું તે ઉષા. રસિકાનાં લોચનમાં તો ત્હેં જોયું છે ને? તે કીકીઓમાં જે રસિકતા, જે કવિતા, જે દેવભાવ તરવરતા તે ઉષા : આયુષ્યના પ્રભાતની મંગલા આરતી, જીવનના દિવસ ભરની પ્રભાત-પ્રેરણા. ઉષાને ઓળખતો ન હો તો તું ત્હારી પ્રીયતમાને ઓળખતો નથી. ત્હારે પ્રિયતમા છે ને ?—સહુના આશીર્વાદ છે કે ત્હને પ્રિયતમા હજો ! ત્હારી પ્રિયતમાને પૂછજે, ને તે ત્હને ઓળખાવશે કે ઉષા કોણુ.

સ્નેહની ચિનગારી સહુમાં છે, ને ત્હારામાં યે છે. કદાચ તે તણુખાનો ભડકો યે ભભૂકયો હશે. ત્હારાં નેત્રો જગતમાંથી

આવરી લે, ને એ સ્નેહજ્વાલાનું ધ્યાન ધર. ત્હારી સમાધિ સાચી હશે તો એ જ્વાલામાં ત્હને ત્હારી ઉષાનાં દર્શન થશે.

સ્થળ અને કાળ? અમારા નગરમાં ને અમારા યુગમાં. સ્હમજાયું ને? ત્હારાં સ્નેહનાં સ્મરણો જાગતાં જો! ત્હારી આંખમાં એ નગરનાં અંજન ચમકે છે, ત્હારા અંગમાં એ યુગનાં જોમ ફ્રરકે છે.

અનન્તતાના કડકા મનુષ્યે કર્યા છે, છતાં તે મહામ્બોધિનાં ઉદક જેવાં ને તેવાં અનન્ત જ રહ્યાં છે. મનુષ્યબુદ્ધિની તરવારો તે પાણિના પગથાર કાપી શકી નથી, ને કાપી શકશે નહીં. અનન્ત કાલમાં અનન્તતાને કોઈક આરે હું અને ઉષા મળ્યાં છીએ. રસિકતાની તિથિઓ કઇ? ને પ્રાન્ત કીયા? માનસદેશમાં દિશાકાલ છે? અને હોય તો ગગન જેવાં નથી? એમના છેડા કે ખંડ ક્ય્હાં દીઠા!

અનન્તતાના ઓ બાલક! અનન્તને આંગણે સાન્તના ખેલ ક્ય્હાં સુધી ખેલીશ? સાન્તને રમકડે ક્ય્હાં સુધી રમીશ? અનન્તતાના વિરાટમુગટથી તું ક્ય્હાં સુધી ભયમુગ્ધ છેટો રહીશ?

તે એ સમય હતો કે જેમાં પ્રિયજનો જ વસે છે. મણુમણુનાં લોકલગ્નોનાં લગ્નદંપતી તે કાલકુંજમાં ક્વચિત જ પ્રવેશી શકે છે. એ પરમ આહ્લાદની ભૂમિકા છે, કે જેવો આહ્લાદ જીવનભરમાં એક જ વાર પ્રગટે છે; ને પ્રગટ્યા પછી હોલાતો નથી. ઉષા એ પરમ આહ્લાદની ભૂમિકાની નિત્યનિવાસિની હતી.

કવિતા કીયા દેશમાં જન્મે છે ? કવિતા જન્મે છે તે દેશમાં ઉષા જન્મી હતી.

ઋતુ ? હા, એ ઋતુ આયુષ્યના ખિલાવની-માનવીના વિકાસની ઋતુ હતી. પ્રભુને બાલ્ય નથી, પ્રભુને જરા નથી; તેમ તે ઋતુ બાલ્ય કે જરાની ન હતી. શરદપૂર્ણિમાની એક રાત્રિને છ માસની રાસરાત્રિ કર્યાનું કહ્યું છે; તે ઋચામાં એ ઋતુનું વર્ણન છે. દેવો યે એ ઋતુને વાંછે છે. લક્ષ્મીજીની સાથે વિષ્ણુ ભગવાન સ્મિત કરતા, ને તે સ્મિતમાંથી સૃજન સરજાયાં; એ સ્મિતની અને એ સ્મિતનાં સૃજનની તે ઋતુ હતી. એ ઋતુમાં કંઈ કંઇ અવનવાં સૃજન સરજાયાં હતાં. મનુષ્યજાતિનાં મનૂષ્યત્વની તે ઋતુ હતી. તે એ ઋતુ હતી કે જે ઉગ્યા પછી કદી આથમતી નથી. જેમાં માનવપુષ્પો અદ્ભુત અને અલૌકિક ખીલે છે. જીંદગીની તે અનન્ત વસન્ત હતી.

જે ઋતુમાં દેવો પૃથ્વીમાં રમવા ઉતરે છે, તે એ ઋતુ હતી. આત્માના અનન્ત શા આયુષ્યભરમાં એ એક જ ઋતુ અખંડ પ્રકાશે છે.

બ્રહ્મચર્યનાં બાર વર્ષમાં, ઓ બ્રહ્મચારી ! ને ઓ બ્રહ્મચારિણી ! એકએક વર્ષે આ રામાયણનો યે એકએક કાંડ વાંચજો ને વિચારજો. ત્હમને તે મળશે કે જે ત્હમે શોધો છો.

---

१

# પ્રથમ દર્શન

તે રાત્રિએ ત્હેનાં મને પ્રથમ દર્શન થયાં; જાણે તારલી-ઓથી વીંટળાયેલો ચન્દ્રમા.

તે રાત્રિએ જીંદગીના ભેદની મ્હને કાંઇક ઝાંખી થઇ. કાંઈક મુમુક્ષુની જીજ્ઞાસા જાગી, કાંઈક જીંદગીના અમૃતની તૃષા મ્હને જન્મી.

કેટલીએક વાતો તો ભૂલવી યે સ્હેલી નથી. તે બન્યાને દીર્ઘ સમય વીતી ગયો છે, પણ જાણે આજે જ બન્યું હોય ને! કાલનો મહાસાગર ગમે તેટલો મ્હોટો હોય ત્હો પણ ત્હેનો વિશાલ પગથાર ઓળંગવા સ્મરણના પુલની એક કમાન બસ છે.

ગ્રીષ્મ વીતી હતી, પણ વર્ષા હજી પૂરેપૂરી બેઠી ન હતી. તે એક એવી સન્ધીનો સમય હતો કે જે, મહાભાગ્યની ભરતી સમો મનુષ્યના જીવનમાં કોઈક કોઇક વેળા જ આવે છે.

ગ્રીષ્મની પ્રચંડતા વીતી ગઇ હતી. છાંયડામાં પણ ૧૧૮ અંશ તાપ ઉષ્મામાપક યન્ત્ર માપતું. લોક કહેતા હતા કે પચ્ચીશ વર્ષમાં ગ્રીષ્મ એવી તપી ન હતી. ત્હેવી પ્રચંડ ગ્રીષ્મ વિશમી હતી. મ્હને લાગે છે કે તે તાપ

વીણી વીણી ગ્રીષ્મે કય્હાંક સંઘરી રાખ્યો હતો. અને પછી તે રાત્રિએ મ્હારા અન્તરમાં ઠાલવ્યો. તે દેવહુતાશ ત્ય્હારે હતો ત્હેવો આજે યે જ્વલન્ત જ છે. અન્તરનું ઉષ્મામાપક યન્ત્ર કોઈ કને હોય તે પધારે, ને મ્હારા અન્તરની ઉષ્મા માપી જાય. સૂર્ય સમાં ત્હેનાં ન્હાનકડાં નયનોમાંથી તે પ્રચંડ સૂર્યજ્વાલા પ્રગટી, ને મ્હારા હૃદયમાં સમાઇ ગઇ. મ્હારા ઉરના અગ્નિકુંડમાં એ અગ્નિહોત્રના દેવઅગ્નિ મ્હેં યે જતનથી જાળવી રાખ્યા છે, ને આજે યે પૂજન કરૂં છું.

પણ વર્ષા હજી પૂરેપૂરી બેઠી ન હતી. નિરન્તરનું સહવાસી છતાં બ્રહ્મવિયોગી જેવું બ્રહ્માંડ જય્હારે ઇન્દ્રાધાર આંસુ વર્ષે છે, એ વર્ષા હજી બેઠી ન હતી. જગતની બળતરાને ઠારવા, ઉષ્માની જ્વાલાને હોલવવા જેટલા એકબે વરસાદ થયા હતા. આષાઢી વાદળાંનાં ગાઢ વન નિરખી લોકને સાન્તવન થતું હતું કે આભમાં જલગર્ભ પાકેલો છે.

આશ્ચર્યોથી ભરેલો જેવો તે મ્હારો દિવસ વીત્યો હતો, ત્હેવી જ મ્હારી તે રાત્રિ આશ્ચર્યોથી ભરેલી વીતી.

પુર્ણિમાની પાછલી રાત્રિ અને પ્રતિપદાના પ્રભાતે તે બન્યું. ગગનના પડદા સંકલાયા, ને મંહીથી સૌભાગ્યગંગા મ્હારા જીવનમાં વહવા લાગી.

વાળુ કરીને હું નિદ્રાને ખોળે સૂતો, ને જગત તથા જગતની જંજાળો ઘડીક વિસર્યો. વિસ્મરણનો અન્ધારપછેડો મ્હેં ઓઢયો.

આકાશમાં ચન્દ્ર રમતો હતો ને ચન્દ્રિકા ચમકતી. હું તે ન્હોતો જોતો, પણ અનેક આંખો ત્હેને નિહાળતી ને વન્દતી. વાદળનાં પગથિયાં ચ્હડતો ચ્હડતો ચન્દ્રમા, બ્રહ્માંડની કલગી સમો, પૃથ્વીને માથે આવી વિરાજ્યો.

તે રાત્રિએ બાલિકાઓનો ઉત્સવ હતો. જગત્ ઉંઘ્યા પછી રસજીજ્ઞાસુ લોચન શિવાય અન્ય ન નિરખતાં હોય ત્ય્હારે, નગરની બાલિકાઓના કૌમારઅભિલાષનો ઉદધિ ઉછાળા મારતો હતો અને ત્હેનાં મોજાં ચન્દ્રિકાનાં ઉજળાં મોજાંથી યે વધુ ઉજળાં હતાં.

ઘરઘરમાંથી બાળાઓ નક્ષત્રમંડળ જેવી ટોળે મળીને ગાતી, ને ગાતાં ગાતાં સાદા નૃત્યે નાચતી; જાણે સંસારના બગીચાની વેલીઓ હિન્ડોલે ચ્હડી.

હું તો તે વેળા નિદ્રામૂર્છિત હતો; પણ નગરનું કોડીલું રસિક યૌવન જાગતું હતું, ને ક્ય્હાંક ક્ય્હાંક થોડું થોડું રસછાંટણે છંટાતું હતું.

બાલિકાઓની આ જાણે વસન્તપંચમી હતી; ત્હેમના ઉરમાં ને અંગમાં વસન્તનાં જોમ વહતાં હતાં.

વર્ષાનાં એકબે ઝાપટાંએ પૃથ્વીને અને બાલાઓને ભીંજવી હતી, ને ન્હાના ન્હાના નવઅંકુર પૃથ્વીના તેમ જ તેમના અન્તરમાં પ્રગટતા હતા. ત્હેમની નાડીઓમાં રસની ઝીણી સેરોની આછી ટશરો ફૂટતી.

મધ્યરાત્રિ પછી ચન્દ્રનાં કિરણો નીરવ પગલે મ્હારા ઓરડામાં આવ્યાં, ને મ્હને અમૃતઅંગુલિએ ગલગલિયાં

કરી જગાડયો. મ્હારી અધઊઘડી આંખે પ્રથમ તો ગગન-માંની પૂર્ણિમાનાં દર્શન કર્યાં: જાણે વિશ્વનાં સૌભાગ્યનો અમૃતથાળ; જાણે રજનીના કેશકલાપનો મુગટમણિ: જાણે સંસારના જીવનનું માધુર્ય. આજે કૌમારોત્સવ હતો, ને કુમારિકાના ઉજ્જવળ વદન સરિખડો ઉજ્જવળ ચન્દ્ર આકાશની અટારીએ શોભતો હતો.

હું જાગ્યો તો બેચાર દિશામાંથી કોકિલ ને મેનાના ટહુકાર આવતા સાંભળ્યા. ક્ય્હાંક ક્ય્હાંક કોઇક કોઇક કાબરે બોલતી હતી.

હું જાગ્યો ને અગાશીમાં ગયો. દેવોના દેવત્વના ભર્યાભર્યા થાળ જેવો ચન્દ્રમા ચમકતો હતો; તેજતેજના સુધાકુંભ જેવો ગગનની કોઇક અદૃશ્ય ડાળીએ મૃત્યુલોક-વાસીઓને કાજે તે લટકતો હતો. નગરનું સ્ત્રીકૌમાર આજ રાત્રિએ ત્હેની અમૃતધારાઓ ઝીલતું ને પીતું.

દેવલોકના તે દેવમધપૂડાનાં મધ જગતમાં ટપકતાં, ને સંસારીઓ એ પંચામૃતે પોતાના પંચ પ્રાણને પોષતા.

શેરીશેરીમાંથી ગીતનાં આમન્ત્રણ આવ્યાં, પણ મ્હેં તે ન સત્કાર્યાં. વિચાર્યું કે બાલિકાઓની કૌમારવાડીઓમાં જઇને તે ખીલેલી કલિકાઓને લજામણીના છોડ જેવી લજ્જાથી બીડાઇ જતી કરવી કોઇને ધન્ય નથી; ખીલેલી કમળની પાંખડીઓ સ્હોડિયાંના સંપુટ વાળી જાય એ પ્રસંગ લાવવો એ પાપ છે. પણ પાછળના અનુભવે પછીથી શીખ્યું કે રસપૂર્ણિમામાં પ્રફુલ્લેલાં પોયણાં એમ ઘૂવડની છાયાથી મીંચાઇ જતાં નથી.

ન્હાની ન્હાની હોડીઓના જેવા બાલાઓના પડછાયા ચન્દ્રિકાના જલમાં તરતા ને ઘૂમતા હતા.

બાળાઓનાં મધુરાં આમન્ત્રણ પાછાં વાળ્યાં, પણ વિધાત્રિની ભાગ્યઘડીને કોણે પાછી વાળી છે ? જન્મ ને મૃત્યુની પળને જેમ વિરલ યોગીન્દ્ર શિવાય કોઈ ઘડી યે ખાળી શકે નહીં, તેમ સુન્દરીના સૌન્દર્યસ્વયંવરમાંની મત્સ્યવેધની ઘડીને પણ કોઇ નિવારી શકતું નથી. જીંદગીના વનમાં ભમતાં ભમતાં તે ઘડી ક્ય્હારે આવશે તે કોઇ જાણતું નથી; પણ સંસારીઓના સંસારમાં એ ઘડી ઉતરે છે ત્ય્હારે ગેબી બાણ જેવી આવી અન્તરનાં યે ઉંડા અન્તરમાં, પ્રાણસ્ય પ્રાણમાં પ્રવેશે છે, ને ત્ય્હાં ચિરકાલના વાસ સ્થાપે છે.

હું અગાશીએથી ન ઉતર્યો, પણ આજે મારો તે કાલયોગ હતો.

હું અગાશીમાં જ હતો, ને મ્હારી ન્હાનકડી અગાશીનું સરોવરિયું ચન્દ્રજલથી છલાછલ ઉભરાતું હતું. મ્હારા પગ ત્હેમાં બોળાતા ને ભીંજાતા.

પૂર્વપશ્ચિમનાં બે પલ્લાં માંડી એ તુલામાં જગતને જાણે કોઇ તોળતું હોય ને ! ગહન દાંડીનાં ફૂમતાં જેવો ચંદ્રમા લટકતો હતો. મ્હારા ભાગ્યનું કિયું પલ્લું એમાં નમવાનું હતું ?

મધ્યરાત્રિ નમી હતી. પાછલી રાતની ગાઢ નિદ્રામાં માનવીજગત્ ઉંઘતું ધારી મ્હોટી બાલિકાઓનાં તારામંડળ

હવે શેરીઓના ચોકમાં ને માર્ગમાં ખેલવા નીકળવા માંડ્યાં હતાં.

એક મીનનું રાશિમંડળ આવ્યું. નયનો મીન જેવાં ચંચળ ને લાજાળ હતાં. ત્હેમના ચમકારા નમી જતાં, ઢળી જતાં, સરી જતાં: મુખડે મરકલડાં પડતાં, તે યે લજ્જાથી રંગેલાચેલાં હતાં. ગીતની હલક જામી ન હતી, કંઠમાં પણ લજ્જાનો શબ્દ હતો. પગલાં પણ શરમાતાં સસલાં જેવાં ઉપડતાં. કૌમારનાં ઉછળતાં ઝરણ હજી તે બાલિકાઓનાં અન્તરમાં પ્રગટ્યાં ન હતાં. મુદ્રા ચકોર હતી, ગતિ બાણ જેવી હતી, પણ બાલપંખીણીના પ્રથમ ઉડ્ડયન જેવી પાંખો લજ્જાળુ હતી. ચન્દ્રિકામાં તરતી તરતી તે મધુરી શરમાળ માંછલીઓ આવી, ને સરી ગઇ. અણઉઘડી કળીઓની પાંદડીઓ સમી કેટલીક કુમારિકાઓએ ઓઢણાંની સ્હોડ વાળેલ હતી.

કૌમાર એટલે જીવનનું આંગણું, ઓરડો નહીં. ખુલ્લા ને નિખાલસ દિલથી જે ખેલી ન શકે તે કૌમારને આંગણે નથી, પણ જીંદગીની પરસાળોમાં છે. કેટલીક બાળાઓ બાલક હોતી જ નથી, જન્મપ્રૌઢાઓ હોય છે. જગતમાં કેટલીક એવી કૌમારની ક્યારીઓમાં વેલ કે છોડ નહીં, પણ વૃક્ષ જ ઉગેલાં હોય છે.

એ લજ્જાળુ પદ્મપગલીઓ અદૃશ્ય થઇ, ને પૃથ્વી ઉપરથી મ્હેં આભમાં જોયું. ત્ય્હાં પણ કેટલીક ઝીણી ઝીણી તારલીઓ લજ્જાનાં ઝીણાં ઝીણાં ઓઢણાં ઓઢી ઝીણી ઝીણી નજરે જગતને નિહાળતી હતી. તેજસ્વી ગ્રહો

ઝબકારા મારતા હતા, ને એક ચંદ્ર આકાશ છલકાતું ભરી પ્રકાશતો હતો.

મ્હને લાગ્યું કે રસના બ્રહ્માંડમાં પણ પ્રત્યેક આકાશને કાજે એક જ ચંદ્ર છે, એક જ અમૃતજ્યોતિ છે.

હું મ્હારા ઓરડાની ગુફામાં ગયો, એક કાવ્ય લીધું ને ઉઘાડ્યું. પણ તરત પ્રશ્ન પ્રગટ્યો કે ચન્દ્ર સુંદર કે કવિતા ? કાલના આદિથી જેનાં કવિતઝરણનાં અમૃતથી કવિકુલ પોષાતું આવ્યું છે, એ સુધાકરની હું અવગણના કરતો હોઉં એમ મ્હને લાગ્યું. ચંદ્ર કરતાં ચંદ્રની કવિતામાં વધારે સૌન્દર્ય છે, એમ કોઇ કહે તો તે માનતા પહેલાં કોઈ કવિને જ એ પ્રશ્ન પૂછી જોજો. દિનપ્રતિદિન પીતાં યે જેનો રસ ખૂટે નહીં, ને પુરાણપરિચિત છતાં યે નિત્યે નવલી પ્રેરણા ઝીલે ત્હેને અંજલિ ભરી પાય, એ ચન્દ્રમા તો બ્રહ્માંડના આશ્ચર્યોમાંનુ યે એક મહાઆશ્ચર્ય છે. અન્ધકારને યે અજવાળતો રજનીપતિ જગતની અજબ પારસજ્યોત છે. ચન્દ્રનું એક એક કિરણ સુન્દર કાવ્યથી યે મહાસુન્દર કાવ્ય છે. ને ચન્દ્રનાં કિરણ જેટલાં છે તેટલાં ચન્દ્રવિષયક કાવ્યો-શું સારાં કે શું નરસાં, ઉભય મળીને હજી જગતમાં લખાયાં નથી. ચન્દ્રનાં અમૃત કરતાં ચન્દ્રની કવિતાનાં અમૃત તે દિવસે તો મ્હને વધારે મીઠાં ન લાગ્યાં.

પણ હૃદયનો ચન્દ્ર ઉગ્યા પછી સહુ ચન્દ્ર ઝંખવાય છે, તે મ્હારે હજી શીખવાનું બાકી હતું.

પુસ્તકમાંના અક્ષર વાંચવા દીપક પ્રગટાવ્યો હતો, પણ તે દીપકની શિખાયે બહારનો પ્રકાશ નિરખી શરમાતી

લાગતી. મ્હને એ શરમ ન હતી, ને હું વાંચતો હતો. અન્ય કાલે જે હું વાંચી શકત તે ત્ય્હારે હું વાંચતો હતો; અન્ય કાલે જે હું ન વાંચી શકત તે ચન્દનીનું બ્રહ્માંડકાવ્ય ત્હારે હું વાંચતો ન હતો. આવી યે અજાણતાં ભૂલો થાય છે.

ચારેકનો સુમાર થયો હશે. ચન્દ્ર નમતો, ને વધારે ને વધારે ચન્દ્રિકા મ્હારા ઉપર તે ઢાળતો હતો. ચન્દ્રને આજે મ્હારા ઉપર જ અભિષેક કરવો હતો, ત્હેની મ્હને ખબર ન હતી, નહીં તો એ ચન્દ્રિકાના અભિષેકને ઓર આદરથી હું સત્કારત.

પણ પરમેશ્વર જ માણસની કેટલીક ભૂલો તો ભાગે છે.

એ બ્રહ્મમુહૂર્તમાં મોરલો ને કોકિલા ગાજ્યાં:

'વનમાં બોલે ઝીણા મોર, કોય રાણી કલ્લોલ કરે રે લોલ'

વર્ષાના એ આરંભકાલે વ. નાં ને નગરમાં મોરલા બોલતા હતા, પણ આ મોરલાની કેકાવલિ ને કોકિલાની કલ્લોલિતા, દૂર દૂરથી ચાંદનીમાં તરી આવતી બાલિકાના મુખમયૂરની મીઠાશ અજબ હતી. નગરની સુષુપ્ત વનઘટામાં એ માધુર્યનો ટહુકો ઉડતો. વાંચતો હતો તે કવિતાની કેકામાં એ કેકા કે કલ્લોલ ન દીઠાં, ને હું ઉઠયો. પુસ્તક પડયું, ને કૃત્રિમ દીપકે હોલવાયો. હું અગાશીમાં ગયો, ને તે મોરલાની દિશામાં નિહાળતો આશાભર ઉભોઃ જાણે કે આકાશમાં કોઇ આશ્ચર્ય ઉગવાનું ન હોય!

મોરલાનો શબ્દ આથમી ગયો, ને શાન્તિ–જગતના જન્મ પહેલાંની શાન્તિ જેવી મહાગર્ભવતી ગાઢ શાન્તિ પાછી પથરાઇ ગઇ. દિશાઓની ગુફાઓ શબ્દસૂની ઉભી હતી.

ચન્દ્રમાનાં કિરણ તીરછાં પડતાં, નયનનાં કટાક્ષ સમાં વાગતાં ને ઉત્કંઠ કરતાં.

નવીન નાટકનો પડદો ઉપડવાનો હોય ત્‍હારે સભાજનમાં જે આતુરતા ઉછળે છે, સાગરની ક્ષિતિજ ઉપર જલયાત્રા કરી આવતી નૌકાને જે ઉત્કઠાંથી કાંઠે વાટ જોનારાં શોધે છે, સમાધિમાંથી જાગ્યે શાં યે ગહન જ્ઞાન-જ્યોતિ પ્રગટાવશે, એવી આશ્ચર્યભરી જે જિજ્ઞાસાથી શિષ્યસંઘ નિત્યસમાધિમાંથી જાગતા યોગીરાજને નિહાળી રહે છે; એવા ભાવ મ્હારા હતા

વાંચનાર ! સૂર્યનો ઉદય જોવા કદી ગિરિશિખરે ચઢયાં છો ? જે કૌતુકહિન્ડોલે તે વખતે ત્‍હમારૂં દિલ ડોલતું, ત્‍હેવું જ મ્હારૂં અંન્તર ઝોલે મ્હડયું હતું.

શ્રવણ મ્હારા સાવધાન હતા, નયન મ્હારાં ચકોર હતાં. દિશાઓના શ્વાસોચ્છ્વાસ સાંભળવા યે હું સજ્જ હતો. પણ દિશાઓ સમાધિસ્થ થયે શ્વસનક્રિયા યે ત્‍હેમની વિસમી ગઈ હતી.

સૃષ્ટાએ સારી સૃષ્ટિ સૃજી સુન્દરી ન સરજી હોત તો ? સારો આભ માંડી સૂર્ય ન પ્રગટાવ્યો હોત તો ? પણ એવા સહુ પ્રશ્નો આજે તો વૃથા જ છે.

એવે અણચિન્તવ્યું ને એકાએક, જાણે મ્હારા વામાંગમાંથી જ ધારા ફૂટતી હોય તેમ, ગીત ગાજ્યું, કોકિલા મ્હારા ઝરૂખામાંથી જ ટહૂકી રહી. ઉત્સાહનું જોમ ને આદરભર્યાં આમન્ત્રણ એ ગીતમાં અનુપમ હતાં. મીઠાશ તો કાવ્યોમાંથી વીણી વીણીને એ મુખમાં જ જાણે મૂકી હતી. જાણે

એક જળનું ઝરણુ ગાજતું હોય ત્હેવી ત્હેની હલક ઉછળતી. જગતની જાણે જયનોબત વાગી રહી.

જોમવન્તા કૌમારના મહાઘોષ સંગમ પામી જલભરી સરિતાઓ વહે છે, ને સંસારના મહાસાગર પૂરે છે. કુમળા કૌમારની સારણુ એટલી જગત્યાત્રા સાધી શકતી નથી, ને કુમારિકા નદી જેવી રણુમાં જ થાકી થંભે છે.

દિશાઓ સંકેલાઇ મંહીથી સૂર્યમંડળ પ્રગટે, વાદળ ફાટે ને મંહીથી ઝબકારા મારતી વીજળીઓ ઝબકી રહે, ઊંડા પડછાયાઓ ચીરી બાલિકાઓ એમ ચન્દ્રિકામાં આવી. પૂર્ણિમામાં કુમુદની કળીઓ વિકાસી રહે એવાં ત્હેમનાં મુખનાં કુમુદ ચન્દ્રિકામાં વિકાસી રહ્યાં હતાં. કિરણુ કિરણુને અથડાય ને અનહદ નાદનો ગેબી રણુકાર થાય ત્હેવો ગેબી ઘોર મ્હારા અન્તરમાં જાગ્યો. હૃદયની ઘડિયાળના મધુરરવ ટંકાર જેવી કરતલિકાઓની ત્હેમની સંવાદી મીઠી તાલી વાગતી હતી. નયનનાં બાણુ દિશાઓને વીંધતાં ને જીતતાં ઉડતાં હતાં. વદનનાં હાસથી ગગનની કૌમુદીનાં હાસ્યે લજવાતાં.

આંખો ચોળી, પણુ અડધી જ ઉઘડી. મ્હારાં પોપચાં ઉપર અજબ કાંઇક ભાર વિરાજતો લાગ્યો.

શેરી વળાવી સજ કરૂં, ઘેર આવોને.

કૌમારના સૌભાગ્યોત્સવમાં બાલિકાઓ આમન્ત્રણુનું એ ગીત ગાતી હતી.

શેરી વળાવી સજ કરૂં, ઘેર આવોને;
આંગણિયે વેરૂં ફૂલ, મ્હારે ઘેર આવોને.

પૂર્ણિમાની ચન્દની ના ચોકમાં બાલિકાઓ કોકને બોલાવતી હતી.

નગરની શેરીઓ સૂની હતી, પણ એ સૂનકારમાં ચેતન ચમકારા મારતું. જીવનનાં સર્વસ્વને નિમન્ત્રણતી તે બાલિકાઓનાં રસચેતન, ત્હેમનાં નયનતારલિયામાંથી પ્રગટતાં, પૂર્ણિમાને યે પ્રકાશતાં હતાં.

રસને આંગણે પોતે કોને નોતરતી હતી, તે એ બાલિકાઓને યે ખબર ન હતી. આકાશમાં અલક્ષ્ય જ એ શબ્દબાણ છોડતી.

સારા જગતનો સુન્દરીસંઘ—ને પુરૂષપરિવાર—આમન્ત્રણનાં એ ગીત ગાઇ રહ્યો છે. વાંચનાર! ત્હમે યે એ આમન્ત્રણ સાંભળ્યાં છે ને?

દેવાંગનાઓનાં વિમાન અવનીમાં જાણે રમવાને ઉતર્યાં હોય ત્હેવી તે કુમારિકાઓ ઉડતી ઓઢણીએ પધારતી હતી.

ગંગાનાં કોઈ મૂળ શોધે તેમ મ્હારાં નયનો તે ગીતગંગાનાં મૂળ શોધતાં.

સહુ તારિકામાં જેમ ચન્દ્રકલા તરી આવે છે, તેમ તે સખીમંડલમાંથી તરી આવતી. ફૂલડાંની ક્યારીઓમાં જેમ ફૂવારો ઉછળે તેમ તે સખીઓના પરિવારમાં ઉછળતી. અધ્વર્યુનો મન્ત્રોચ્ચાર વરૂણી બ્રાહ્મણો ઝીલી લે, તેમ ત્હેનો ગીતમન્ત્ર સખીઓ ઝીલી લેતી. સખીમંડલમાં પ્રભુની પ્રભાકલા સમી તે એક ને અદ્વિતીય હતી.

રંગબેરંગી વાદળીઓથી ઘેરાતી સૂર્યપ્રભા વર્ષાની

કોઇક સ્હાંજરે પ્રકાશી રહે છે, ત્હેવી સહિયરોની વાદળી-ઓથી ત્હેનો જ્યોતિર્દેહ ઘેરાએલો હતો, ને એ ઘેરાવમાંથી ત્હેની કાન્તિની કળી ઓર ઉઘડતી.

મ્હારા ઉરમાં ઓચિન્તાનો ધરતીકંપ થયો. મ્હારા મનના મ્હેલ પડયા તો નહીં, પણ ત્હેમનાં યુગયુગથી બન્ધ જેવાં બારણું ઉઘડી ગયાં, ભોગળો ભાગી ગઇ, ને મંહી ઝંઝાવાત વહેવા લાગ્યા.

વીજળીને અડકતાં આંચકો લાગે છે તેમ ત્હેનાં નયનનાં કિરણો અડકતાં મ્હને અજાયબ આંચકો વાગ્યો.

તેજરેખા દોરતી આકાશમાં હવાઇઓ ઉડે ત્હેવી મ્હારા દિલના ગગનમાં હવાઇઓ ઉડી રહી, ને તેજ-રેખાઓ દોરાઈ.

તે સિંહ રાશિની તારિકાઓ હતી. પ્રત્યેક કુમારિકા સિંહણુ જેવા ઉત્સાહના ઉમંગી વેગથી ભરેલી હતી.

દીપક દીપાવતો ન્હાનાં ન્હાનાં નાવડાંનો સંઘ સરિ-તાના જલઓઘમાં તરતો આવે, તેમ શેરીની સરિતાનાં જ્યોત્સ્નાજલમાં તરતી આવતી તે કૌમારહોડીઓના નયન-દીપક દીપતા હતા.

વૃક્ષો ને વેલીઓની હરિયાળીમાંથી જલભર્યું શ્વેત ઝરણુ ઉછળી બહાર આવે એમ સખીઓની તરુલતાની લીલોતરીમાંથી તે ઉછળી આગળ આવતી.

કૌતુકહિન્ડોલે ડોલતો ડોલતો હું દર્શનમુગ્ધ ઉભો, ને જીંદગીના ભેદની ઉંડી ગુફાઓમાં નિરખી રહ્યો.

પૃથ્વી ફાટે, ને મંહીથી પ્રાચીન મન્દિર પ્રગટે, ને

એ મન્દિરની દેવદ્હેરીઓ વચ્ચે લક્ષ્મીજી સ્વયં વિરાજતાં હોય એવાં સખીઓની દેવદ્હેરીઓ વચ્ચે એ સૌભાગ્યલક્ષ્મીજીનાં તે પૂર્ણિમાએ મ્હને અદ્‌ભુત ને ઓચિન્તાં દર્શન થયાં.

આકાશમાં ચન્દ્રરાજ પ્રફુલ્લ વદને પ્રકાશતો; પણ પૃથ્વી ઉપરની તેના મુખની કૌમારકલા વિશેષ અમૃતમધુરી મ્હને લાગી.

તે રાત્રિએ કૌમારના જોમની ચોગમ ધારાઓ ઉડતી. તે ધારાવર્ષામાં હું યે ન્હાયો, ને કૌમારનાં ફોરાં મ્હારા યે અંગમાંથી ફૂટવા માંડયાં.

મ્હારી અગાસી નીચે સખીગણ આવ્યું: જાણે જગતની સૌન્દર્યસરિતાઓ મ્હારે આંગણે પધારી.

પણ ત્હેમાં મુજ સમા નિતશ્ચેતનને ચેતનદાતા પુણ્યપ્રવાહ ભાગીરથી તો એક જ હતી.

વણનોતર્યા મનના મહેમાન હૃદયમાં આવી વિરાજે છે એવા ન્હોતરેલા ચોકના મહેમાન મીઠા લાગે છે ?

સખીઓ મ્હારા બારણામાં આવી: જાણે સકલ પરિવાર સહિત પૂર્ણિમા મ્હારે આંગણે પધારી.

અમારાં નયનોનું ત્રાટક ઘડીક જામ્યું.

હું કિંકર્તવ્યમૂઢ ઉભો. ચેતન મ્હારૂં જાણે શીજી ગયું, અંગમાંથી ઇન્દ્રિયો ઓસરી ગઈ, ને મ્હને દર્શનસમાધિ લાધી.

અરીસામાં નાચતી મૂર્તિનાં નૃત્ય તરવરે, એમ મ્હારા અન્તરના અરીસામાં ત્હેની મૂર્તિની છાયાનાં નૃત્ય નાચી રહ્યાં.

ઉત્સવનાં દર્શન કેટલી ઘડીનાં હોય છે ? મ્હારે યે એવું થયું. સૌન્દર્યનાં દર્શનની કોને તૃપ્તિ છે ? ને હું યે અતૃપ્ત જ રહ્યો.

ગયાં, તે ગયાં, શોભા અને રસનાં વિમાન તે સહુ ગયાં. માનવરૂપધારી તે કોકિલાઓ સૌન્દર્યની પાંખો ફડ-ફડાવતી ઉડી ગઈ. ચન્દ્રિકાનું એક સરોવર ઓળંગી અન્ધ-કારના આરાઓમાં થઇ, તિમિરનાં ફ્રાતરો વીંધી, તે જ્યોત્સ્નિકાની પૂતળીઓ જ્યોત્સ્નિકામાં ભળી ગઇ.

અગાસીમાં હું એકલો રહ્યો. પૂર્ણિમાની ચન્દ્રિકા મ્હને અભિષેકતી હતી. આશ્ચર્ય આશ્ચર્યના ઝણકારા વાતાવરણમાં ઝમઝમતા મ્હને સંભળાતા.

અન્તરિક્ષમાં તે તેજનાં પીછાં ઉડતાં હતાં કે જે ત્હેમની સૌન્દર્યપાંખોમાંથી ખરેલાં હતાં.

દર્શનમુર્છામાંથી હું જાગ્યો ત્ય્હારે પૂર્વમાં ઉષાની પહેલી છાયારેખ દોરાતી હતી. ત્હેના આછા આછા રંગની ટશરો ચન્દ્રિકામાં પ્રગટતી હતી.

ધીરે ધીરે મ્હારી દર્શનમૂર્છા ઉતરી, ધીરે ધીરે મારી વૃત્તિઓની સમતૂલા સ્થિર થઇ. અન્તરનાં સરોવરનાં તોફાન ધીરે ધીરે થંભી ગયાં, ને જલનો ઝૂલો મન્દ મન્દ લહરે ઝૂલવા લાગ્યો.

મ્હારા ઓરડામાં યે અંધકાર ન હતો, પણ ઉરમાંનાં જેવાં સાનન્દાશ્ચર્યનાં અજવાળાં ઉઘડતાં હતાં.

તે પૂર્ણિમાની ચન્દ્રિકામાં ઉષા એમ મ્હારા જીવનનાં આભમાં ઉગી, ને પ્રાણમાં પ્રભાત પ્રગટાવ્યું.

❦

૨

# પ્રફુલ્લપાંદડી પોયણાં

પણ તે કોણ હતી?

યૌવનનો ફૂવારો હતી, ચન્દ્રિકાનો ચંદનઘોઘ હતી. નગરની તે એક બાલિકા હતી.

કોને પૂછું કે તે કોણ હતી? ત્હેનું બીજું શું વર્ણન આપીને હું પૂછું કે તે કોણ હતી?

ચન્દનીમાં આવી ચન્દનીમાં ગઇ, તે ચન્દનીની પૂતળી જેવી બાલા કોણ હતી?

પૃથ્વી ફોડી પાતાળગંગા ઉછળે તેમ તે ઉછળતી. કોયલનાથી યે મધુરો ને મદલોલ ત્હેનો ટહુકાર હતો. હરિણીથી યે વિલોલ ત્હેની આંખડીઓ હતી. તારલિયાના તેજ ઝાલવા જાણે કૂદતી હોય ત્હેવી તે કૂદતી.

મ્હારૂં મગજ હોલવાઇ ગયું. અનુત્તર પ્રશ્નનો ટંકાર ગાજ્યાં કરે ત્ય્હારે એવું જ થાય છે. માથું દુઃખતું હોય ને ત્હેમાં સટાકા વાગે તેમ વારંવાર વાગતા એક સટાકાની પેઠે એ પ્રશ્નટંકાર થતો કે તે કોણ હતી? એ પ્રશ્ન અનુત્તર રહ્યો, ને જવાબની રીત પણ ન જડી. ગણિતનો હિસાબ કરતાં કદી રીત વીસરી ગયાં છો? એમ લાગ્યું છે કે ખોપરીમાંનું અક્કલનું તેલ ખૂટી ગયું છે, ને મસ્તિકનો દીપક હોલવાયો છે? તો મ્હારી સ્થિતિ સ્હમજાશે. અન્ધ-

કારનાં વનમાં ભુલાં પડયાં હો, ને માર્ગનું કિરણે ન સૂઝે, એવું થયું હતું. મૂંઝવણુનો અર્થ ત્ય્હારે મ્હેં જાણ્યો.

આભમાં ઉડી ઉડીને પંખી વલખાં મારી ઉતરે એમ મ્હારી ઉર્મિઓ ઉડતી અને થાકીને ઉતરતી.

મ્હારૂં શરીરે વધારે ઉષ્ણુ રહેતું, પણ તે તો સ્હમજાતું. ત્હેનાં નયનની વીજળી મ્હારામાં તે ઠાલવી ગઇ હતી અને એ વીજળીની તે ઉષ્મા હતી.

કોઈ ઘટામાં ભૂતનો ભડકો દીઠા પછી મનમાં કૌતુક જાગે ને અદૃશ્યનાં આકર્ષણુ બળવન્તાં થાય ત્હેવાં મ્હારાં કૌતક જાગ્યાં ને અદૃશ્ય મ્હને આકર્ષવા લાગ્યાં. એ અદૃશ્યનાં જ મ્હને આમન્ત્રણ આવતાં હતાં.

કવિતાની કો કલ્પના ઉડતી ઉડતી આવે, ને ઝાલવા જતાં ઝલાય નહીં, એમ એની સુંદર કલ્પના આવતી ને આથમતી.

પ્રભાતે પડતું મૂકેલું કાવ્ય લઇ હું બપ્પોરે વાંચવા બેઠો. પાંચ ચરણુ વાંચ્યાં, દશ વાંચ્યાં, પણ એકાદશમે ચરણે સન્ધ્યાની સન્ધિકા સારા પૃષ્ઠ ઉપર છવાઇ રહી. ખરે બપ્પોરે મ્હારે અન્ધકાર પડયો, ને એક અક્ષરે ન ઉકલ્યો. મ્હેં ધાર્યું, રાત્રિના જાગરણથી આંખ ઝંખવાઈ હશે. શીતળ જલની અંજલિઓથી લોચન ધોઇ આવી ફરીથી તે કાવ્ય વાંચવા લીધું.

પરમ સૌન્દર્યનું તે કાવ્ય હતું. એક દેવકુમારી અને દેવકુમારની તે કથા હતી. સ્વયંવરના પરમ ભવ્ય વર્ણનનો અધ્યાય મ્હેં ઉઘાડયો હતો.

વાંચનાર! સહુના સ્વયંવરમાં એ રસ ને એ કવિતા શું નથી હોતાં?

પાંચ પદ વાંચ્યાં, દસ પદ વાંચ્યાં: એકાદશમે પદે એક છાયા મ્હારા પુસ્તકમાં પ્રસરી રહી. અક્ષરો એકબીજામાં ઢોળાઇ ગયા, ને રોશનાઈના કણને બદલે શિહાઇની રેલ રેલાઈ રહી. કાવ્યનું પૃષ્ઠ ભરી એક ઓળો તરતો હતો.

મ્હેં જોયું કે એક છાયા હવે મ્હારી ને વિશ્વની વચ્ચે ઉભી હતી.

તે શેનો પડછાયો હતો? ત્હેને ઘાટ ન હતો, રૂપ ન હતું, રંગ ન હતો. ખીણોમાં, ગુફાઓમાં ને પર્વત-શિખરે ઝાંખું ઝાંખું ધુમ્મસ ઉડયાં કરે છે ત્હેવી જાતનું તે કાંઈક હતું. નહીં તેજ—નહીં અન્ધારૂં, સન્ધ્યાકાળે એવી સન્ધિકા પ્રસરે છે ત્હેનો તે ફણગો ફૂટેલો ભાસતો.

શબ્દમૂર્તિ જેની નથી બન્ધાઇ એવી ભાવના સમી એ છાયા તરવરતી.

જ્ઞેયઅજ્ઞેયનો ઓળો આભમાં ફડફડે છે, ફિલસુફના અન્તરમાં પલપલે છે, સૂક્ષ્મદર્શીઓની દષ્ટિમાં મલકયાં કરે છે, ત્હેવો તે ઓળો મ્હારી કીકી આગળ મલકયાં કરતો.

અગ્નિજીવનો તણખો પ્રગટે ને હોલવાય, ઝીણી ઝીણી તારલીની મટમટતી મીટમાંનું તેજબિન્દુ દેખાય દેખાય ને ન દેખાય, ત્હેવી તે છાયા પ્રગટતી ને હોલવાતી, દેખાતી ને ન દેખાતી. તે હતી ને ન યે હતી. ગહનતાના વેગવન્તા સર્વ આકર્ષણે તે મ્હને આકર્ષતી.

આજે થાકયો છું ધારીને એ દેવકુમારીના સ્વયંવર-

સૌભાગ્યની વિચારકલ્પના કરતાં કરતાં પુસ્તક મ્હેં બન્ધ કર્યું.

ફરતી ફરતી દૃષ્ટિ મ્હારા પ્રિયતમ ચિત્ર ઉપર પડી. મ્હારી બ્હેને તે ચીતરેલ હતું, ને મ્હને બહુ વ્હાલું લાગતું. એક અદ્‌ભૂત પ્રભાતના પ્રભાવન્તા દેવમહેલની અટારીએ એક દેવાંગના ફૂલહાર લઇ કો ધન્યભાગ્ય પૃથ્વી-વાસીને ધરાવવા ઉતરતી હોય ત્હેનું તે ચિત્ર હતું. બ્હેન કહેતી કે મ્હારી સૌભાગ્યરાણીની છબિ હતી. પહોરના પહોર સૂધી તે ચિત્રને નિરખી રહેવું મ્હને ગમતું. હું જાણતો ન હતો કે તે મ્હારા જીવનના પ્રભાતનું ચિત્ર હતું. આંખડી તે ચિત્ર સ્હામે હોય ત્ય્હારે કલ્પનાનાં કિરણો બ્રહ્માન્ડભરમાં ઘૂમતાં, ને કંઇ કંઇ સૃષ્ટિઓ સૃજતાં. આજે મ્હેં તે દેવપ્રાસાદ દીઠા, ફૂલમાલા નિરખી, પણ દેવાંગનાનાં મુખદર્શન ન થયાં. ત્હેના વદન ઉપર કાંઈક ઝાંખ હતી, કાંઈક છાયા પથરાઈ હતી. તે પડછાયો કોનો હતો?

બ્હારીમાંની વેલની કુંપળની છાયા હશે ધારી વેલની નવકુંપળો હું સંકોરી આવ્યો; ત્હો પણ એ પડછાયો તો તે દેવાંગનાના વદનમંડલે વિરાજતો જ હતો. પણ પહેલાંના પ્રકાશ કરતાં આ છાયા મ્હને વધારે ગમતી, મ્હને વધારે ન્હોતરતી.

કોણ કહેશે તે કોણ હતી?

આંખમાં નિદ્રાનાં ઘેન ઉભરાતાં હશે, ને આવતી નિદ્રાના તે પડછાયા હશે ધારી ઉંઘવા કાજે પલંગમાં જઇ

હું પડયો. પણ આ ચમત્કાર શો ? મ્હારે ઓરડે તો એ એક જ ચિત્ર હતું, ને આજે દિવાલો ઉપર આ અનેક ચિત્રો ક્ય્હાંથી ? તે શેનાં ચિત્રો છે ? શ્વેત ને શ્યામ રેખાઓવાળા જાણે તે વાદળખંડ જ હોય ને ! વાદળના ભેદ ઉકલે તો ત્હેમના ભેદ પણ ઉકલે એમ હતું. પીંપળાનાં પાંદડાંઓમાં ચંદ્રમાનાં કિરણો રમે ને પાંદડે પાંદડે દિવા કરે, એવી મ્હારે ઓરડાને અશ્વત્થે દીપકની જ્યોતિર્માળ ઝબકતી. એ તો પેલા પડછાયા જ.

પણ એ કૌતક દીઠું છે કદી કે વસ્તુ વિનાના પડછાયા ?

કંટાળીને હું કંટાળાનાં તરફડિયાં મારતો હતો ત્ય્હાં મ્હારી બ્હેન આવી. આખી રાતનું ત્હેનું જાગરણ હતું એટલે કલ્યાણકિરણ શા હાથ નયન ચોળતા, અને પરમ ઉલ્લાસની વાગ્ધારા મુખમાંથી નીર્ઝરતી.

" ભાઇ ! શું કહું ? પૂર્ણિમામાં ઉષા કાંઇ નાચતી હતી ! અમ વસૂઓની વસુન્ધરા એને સ્થાપી અને ચંદ્રિકાને ખોબલે ખોબલે અમે એને ન્હવરાવી ત્ય્હારે તો તેજતેજના અંબાર જેવું ત્હેનું રૂપ કાંઇ ઉઘડયું ! નયનની કીકીઓ તો જાણે પોયણાંની પાંદડીઓ પ્રફુલ્લી !'

હવે તે પૂરી જાગી હતી, ને આંખો ચોળતી અટકી હતી. અજબ સાનન્દાશ્ચર્યથી તે ગાજી ઉઠી:

"પણ આ શું ? ઉષાની કીકીઓની પેઠે ત્હારી યે કીકીઓમાંથી તેજના ફૂવારા ઉડે છે; જાણે પ્રફુલ્લપાંદડી

પોયણાં ! ત્હને યે કોઇએ પૂર્ણિમામાં ચન્દ્રિકાથી ન્હવરાવ્યો છે કે શું ? આંખડલીમાં એ અંજન અંજાયાં લાગે છે.'

તે હસતી હસતી ગઈ. પાછળ ત્હેના હર્ષનાં જલની લહરીઓ મ્હારે ઓરડે ઉછળી રહી.

પણ એ ઉષા કોણ હતી ? સુન્દરીઓના સૌન્દર્યનગરની સૌન્દર્યદેવી એ ઉષા તે કોણ ? જગતની ફિલસુફીમાંના મહાવિકટ પ્રશ્ન સમો મ્હારો એ પ્રશ્ન ત્યહારે તો અનુત્તર જ રહ્યો.

વૃક્ષશાખાઓમાં વીજળીના ચમકારા ચમકે, એમ મ્હારા દેહની ડાળીઓમાં અદ્ભુત કિરણોના ચમકારા ચમકતા. શૂળના શર સમું વિદ્યુત્બાણ મ્હારા હૃદયની આરપાર સુસવાટા કરતું ચાલ્યું ગયું. મસ્તિકમાં જઇને એ વિજળીનું કિરણ પ્રફુલ્લ્યું ને ત્હેને પુષ્પો પ્રગટયાં.

મ્હારી નજર દીવાલો પર પડી તો પ્રફુલ્લપાંદડી પોયણાંની માલા સારા ઓરડાને શણગારતી દીઠી. બ્હારીમાં જોયું તો વેલની ડાંખળીડાંખળીએ પ્રફુલ્લપાંદડી પોયણાં વળગેલાં નિરખ્યાં. પુસ્તકમાલા જોઇ તો પુસ્તકપુસ્તકમાં એકએક પ્રફુલ્લપાંદડી પોયણું, કલગી સમું, વિરાજતું.

પદાર્થવિજ્ઞાનીઓ કહે છે કે જડમાં યે ચેતનકિરણોના વિદ્યુત્તણખા (Electrones) ઉડે છે, ને મહાસમર્થ સૂક્ષ્મદર્શક યંત્ર વડે નિરખાય છે. એ વિદ્યુત્તણખાનાં જાણે પુષ્પો ગૂંથાયાં હોય ને ઠામઠામ પ્રગટી પ્રકાશતાં હોય એવાં પ્રફુલ્લપાંદડી પોયણાં ઠામ ઠામ મ્હને દેખાતાં.

એ પડછાયા શેના હતા ? કામણ ટુમણ ને જાદુમાં

હું માનતો નહીં, પણ મ્હારે ઓરડે આજ જાદુ અને કામણે પ્રવેશી રાજ્ય સ્થાપ્યાં હતાં.

નજૂમી, રમલી, પ્રાણવિનિમયવેત્તા, યોગક્રિયાઓના પંડિત, અગમ્યના યાત્રાળુ, અન્તરના રોગોના વૈદ્યઃ એવા એવા ઢોંગસોંગના અભિનામધારી એક આધુનિક ભૂવો મ્હારો મિત્ર હતો. એ અર્ધસત્યોની અશાસ્ત્રીય કલ્પના-ભૂમિમાં ન્યાયવિવેકનિઃશૃંખલ ભમવાનો મ્હને યે કંઇક શોખ હતો. તે મિત્રને સ્હાંજે જાદુની વાત કહી ને પૂછ્યું કે વસ્તુ વિનાના એ પડછાયા શેના? તે પ્રફુલ્લપાંદડી પોયણાં ક્ય્હાંથી?

એણે મ્હારી આંખોમાં જોયું, પોતાની ઇંગળા, પીંગળા અને સુસૂક્ષ્મણાને પારખી, આકાશમાં એક મટકું ભર્યું, ને કહ્યું: "જો! ત્હારી આંખોમાં અન્ધકારનું નહીં પણ તેજનું ફૂલું પડ્યું છે. એક કીકી હતી ને બીજી પ્રગટી. જીંદગીના ગુરુત્વાકર્ષણના તે દીવડા. ત્રાટક સાધતાં જે શ્યામબિમ્બ હોય છે તે ત્રાટકસિદ્ધિને સમયે પ્રથમ તેજબિન્દુ ને પછી તેજબિમ્બ સમોવડ ઝગમગા રહે છે; એવાં આ ત્હારાં કોઇક ત્રાટકનાં પોયણાં. **दिव्यं ददामि ते चक्षुः** વદીને શ્રી કૃષ્ણચન્દ્રે ગાંડીવધન્વાને જે દૃષ્ટિ દીધી હતી એ અદૃશ્યદર્શની દૃષ્ટિ અમારે સૂક્ષ્મવિલાસીઓને પ્રગટેલી હોય છે, ને આજે ત્હને યે તે પ્રગટી. દોસ્ત! તું યે હવે ડાહ્યો મટી દિવાનાની દુનિયામાં પેઠો. ત્હારાં નયનમાં જે મૂર્તિ છે ત્હેના તે પડછાયા."

મ્હારે ગાંડા થવું યે ન હતું, ને ત્હેનો ભાષણ-

વિસ્તાર વધારે સાંભળવો યે ન હતો. નમસ્કાર કરી હું રસ્તે પડયો. મ્હારા મસ્તિકમાં ત્હેનો શબ્દટંકારવ થતો કે ત્હારાં નયનમાં જે મૂર્તિ છે ત્હેના તે પડછાયા.

પણ પેલા પડછાયા તો રસ્તામાં યે પથરાયેલા હતા. ડાહ્યા થવું કે ગાંડા થવું એ મનુષ્યના પોતાના હાથમાં છે કે સંજોગબલના? નગરના જનમાર્ગ પ્રફુલ્લપાંદડી પોયણુંની માલાઓથી તે દિવસે મ્હને શણગારાયેલા લાગ્યા.

પણ તે મૂર્તિ મ્હારા નયનમાં હતી કે હૃદયમાં?

રાત્રિએ દીપકની જ્યોતમાં પ્રફુલ્લપાંદડી પોયણું ઉઘડતું ભાસ્યું. હું નહીં તો મ્હારી આંખ તો દિવાની બનેલી જ હતી. કોઇને વાતે ન થાય, ને કહીએ તો કહેશે ભાઇને ભાંગ મ્હડી છે તે લાલપીળાં દેખે છે. બ્હેનને પૂછ્યું કે દીપકની શિખાશિખામાં પ્રફુલ્લપાંદડી પોયણાં પ્રગટે છે એ શું? તોફાની હાસ્યથી ભરેલાં પોપચાં નચાવતાં તેણે કહ્યું, એ તો ઉષાની આંખો.

ત્હેના મુખનું વાગ્બાણ મ્હારા મર્મસ્થાનમાં પેઠું, ને સાલ્યું. ત્હેનાં તોફાન ન સ્હેવાયાં, ને ત્ય્હાંથી હું ચાલ્યો ગયો.

પણ એ ઉષા કોણ?

પેલી પૂર્ણિમાની પૂતળીની મ્હારા મનને તાલાવેલી લાગી હતી ને તનને તનમનિયાં થતાં હતાં. ચન્દનીમાંની એ આનન્દમૂર્તિની મોહિની મ્હારાં સ્મરણને વ્હલોવી નાંખતી.

સિન્ધુ નદીના મૂળશોધક મુસાફરને જે આકર્ષણ

આકર્ષે છે તેથી યે અજબ મ્હારાં અજ્ઞેયનાં આકર્ષણ હતાં; કારણ કે મ્હારે તો જીવનનાં રસસિન્ધુનાં મૂળ શોધવાનાં હતાં.

અન્ધારી રાત્રિએ ચકોર જેમ ચન્દ્રને ઝંખે છે એમ હું એ મ્હારી ચન્દ્રિકાને ઝંખતો.

મેઘલી રાત્રિએ મેઘગોરંભામાં વીજના ચમકાર ને પલપલાટની લતાઓ ચમકી રહે, એકબીજાને વીંધતી ને વિશ્વના પડદાઓમાં સોનારૂપાના દેવભરત ભરતી જેવી અદ્‌ભુત ચિત્રમાલા સળગાવે ને હોલવે, ત્હેવા ત્હેના સ્મરણ-વીજળીના તાર મ્હારા દિલના પડદાઓમાં ભાત પાડી ચમકી રહ્યા હતા. પણ અત્યહારે તો તે ચમકારાની તેજવેલો આસપાસના અન્ધકારના મહાસાગરને જ માત્ર વિશેષ સુદર્શનીય કરતી.

ગાન્ધર્વનગર કદી દીઠાં છે ? સન્ધ્યાની સન્ધિકામાં સોનારૂપાનાં વાદળનાં મહાલયો ક્ષિતિજ ઉપર મંડાય; ને મણિમય અટારીએ ને અગાસીએ દેવજરિયાનના ઈન્દ્રધ્વજ ફરકી રહે તે તો દીઠા હશે. એવા દેવમહેલોની દેવવાડી-ઓમાં મ્હારી પૂર્ણિમાની પૂતળીને શોધતો હોઉં એમ મ્હને લાગ્યું.

જગતના થાકથી થાકી રાત્રિએ વિશ્રામ કાજે સૂતો, ત્યહાં વાતાવરણ ઉપર તરતો તરતો સંગીતનો શબ્દ આવ્યો. દૂર દૂર ચન્દનીના મહેલમાં કોઇક ગાતું હતું.

જગતનાં છે ઉંધાં ચસ્માં, ડાહ્યા દિવાના લાગે ;
પીધું આબે હયાત તે ડાહ્યા દિવાના લાગે ;
જગતનાં છે ઉંધાં ચસ્માં, ડાહ્યા દિવાના લાગે.

આગળ શાં ચરણ હતાં, તે મ્હેં નથી સાંભળ્યાં, કારણ કે ચિન્તન માટે એ એક કડી બસ હતી. એ ચિન્તનદેશમાં નિદ્રાનાં ઘેન મ્હને ઘેરી વળ્યાં, ને નિદ્રાનાં રાજ્યમાં યે કંઇ કંઇ સ્વપ્નાંની વાડીઓ તે રાત્રે મ્હેં નિરખી. એ સહુ ઉપવનના વૃક્ષેવૃક્ષે ને પ્રત્યેક વૃક્ષની શાખાએ શાખાએ તે પ્રફુલ્લપાંદડી પોયણાં જ ઝૂલતાં હતાં.

સ્વપ્નાંએ નિદ્રાને ડહોળી નાંખી, છતાં યે આંખ ઉઘડી ગઈ ત્ય્હારે આકાશને આંગણે અવનવા રંગો ઉઘડતા હતા. મ્હારી માનસઘંટાના પ્રશ્નટંકારનો ઉત્તર જ જાણે ઉગ્યો હતો. જાણે વિધાત્રિએ વિશ્વના સૌભાગ્યનો મહાગ્રન્થ ઉઘાડ્યો હોય ત્હેવું કુંકુમ ને કેસરને અક્ષરે પ્રાચીનું મહાપૃષ્ઠ આલેખાયેલું હતું. પૃથ્વીવાસીઓના મુગટબિન્દુ સૂધી તે વિરાટકેવડાની ફણશો ફોરતી હતી. ગુલાબી સાડીમાં સોનેરી અંગ અર્ધ ઢંકાય–અર્ધ ઉઘડે એમ કંઈક ભાસ થતો. રજતશ્વેત છાતીમાં આછી આછી જાંબુડિયા ટશરો દોરાતી હતી. વર્ષા ને પ્રભાનાં દેવપરિધાનધારી ઉષા આકાશના ઉમરામાં ઉભી હતી.

હું તે દેવચિત્ર નિહાળતો અનિમિષ ઉભો. પ્રફુલ્લપાંદડી પોયણાં ઉષાની ટશરે ટશરે શોભતાં નિહાળ્યાં: જાણે વિશ્વની છુટ્ટી વેણીમાં લટેલટે પરોવાયલાં પુષ્પો.

આસપાસ પ્રભાતની નિર્મળતા ઉડતી, ને પ્રભાતના બ્રહ્મમહેલના ઉમરામાં એ પુણ્યદર્શન મ્હને થયાં.

વાદળીની પેઠે જગતમાં વરસીને અને ગગનને વધાવ્યું તેમ બ્રહ્માંડને અભિષેકતી તે ઉષા ઉડતી ઉડતી

અન્તરિક્ષમાં ઓગળી ગઇ, મહાવિરાટમાં સમાઈ ગઇ; મ્હારી પૂર્ણિમાની પૂતળીની પેઠે દર્શન દઈ અદશ્ય થઇ.

પુનરપિ પ્રશ્નટંકાર જાગ્યો કે એ કોણ? જીવનના એ કોયડાની હું કૂંચી શોધતો હતો.

સ્હવારના કેસરિયા તડકાના અટાપટા નગરની શેરીઓમાં પડયા હતાઃ ને લોકસંઘ તે તેજછાયાના રંગો ઓઢતા—બદલતા જગતમાં વહતા હતા. બ્રહ્માંડમંદિરના શિખરકળશ સરિખડા સૂર્ય ભગવાન જગતની હવેલીઓના કળશરૂપે વિરાજતા.

એવે એક પાણી ભરી પનિહારી આવી. સ્હવારના સમી ઉજ્જવલતા, પ્રકાશના સમી નિર્મલતા, ત્હેના ફરતી સ્ફુરતી હતી. લજ્જાની સાડી સમી ચોરસાની ફૂલવાડીમાં ફૂલવાડી જેવું ત્હેનું અંગ સર્વાંગે ઢંકાયેલું હતું; માત્ર વદનકમલનો ખુલ્લો શ્વેતગુલાબી દિવ્ય હાસનો રંગ જ નિરખાતો. માથે જલની હેલ છલકતી, ને હેલના જલમાં ને પીતળમાં સૂર્યતેજની લહરીઓ ઉછળતી. જગતનાં પાપ ધોવા પુણ્યજલ લાવતી જેવી તે સુન્દરી જગતના ચોકમાં એકલી જતી હતી; જાણે ગગનમાં વહતી જલભર વાદળીની એકાકી સુવર્ણહોડલી આવતી હોય ને! પૃથ્વીને યે ભારે પડવા માગતી ન હોય ત્હેવાં ત્હેનાં સુકુમાર પગલાં પડતાં.

સંધ્યાનો અજબરંગી નિર્મળો ઇશ્વરી ફૂલબાગ આભના ક્યારાઓમાં નિરખી નિઃસ્વાર્થ સહજ આહ્લાદ પ્રગટે, ત્હેવો નિષ્કામ આહ્લાદ મને પ્રગટયો. આહ્લાદ-

માંથી આશા જન્મી, ને આશાવન્તા અન્તરમાં સાધન પ્રગટ થયાં.

પૂર્ણિમાની પૂતળી કોણ હતી તે હિસાબ ગણવાની કૂંચી મ્હને જડી, અજ્ઞેયનાં ગહન મન્દિરનો માર્ગ મ્હને લાધ્યો.

હું ય તે જગતના અટાપટી તેજછાયાનાં પરિધાન પહેરતો–ઉતારતો ને વળી પાછો પહેરતો પહેરતો નગરના જનમાર્ગો ઉપર થઈને ચાલ્યો. પેલી કુલયોગિની પનિહારી જેવી એકદષ્ટ હતી ત્હેવો હું યે એક–જ–દષ્ટ હતો. આશાની મૂર્તિનાં અણદીઠ આકર્ષણના વડા અનિલ, શોધના સાહસના મહાવાયુ, મ્હારા શઢમાં ભરેલા હતા. નગરની હવેલીઓ વટાવી નગર બહાર ગયો, ને પીયાવા-કાંઠે પંખી જઈ બેસે તેમ પીયાવાની પાળે જઈને ઉભો.

જલને તીરે જનકથા સંભળાય છે એટલી ચૌટે કે ચોરે યે નથી ચર્ચાતી.

અહિંયાં અમારે યે વડની એક પંચવટી હતી; ને એ પંચવટીને એક આરે વિશાલ વાવ હતી.

પંચવટીની છાયામાં નગરના બંસીધર બેસી બંસી વાતા, ને જમના જેવી વાવમાંથી નગરની ગોપીકાઓ જલ ભરતી.

પપૈયો જેમ વાદળી વરસવાની વાટ જોતો પુકારે તેમ મ્હારી રસવાદળીની વાટ જોતો મ્હારો ઉરનો પપૈયો પુકારતો.

અનુકરણ ને ઉપમાઓ કંઈ અસલ છે ? અસલના નિર્દેશનાં એ તો અધૂરાં સાધનો છે. ગમે તેટલી ઉપમાઓ આપું પણ ઉષાને નથી જ દીઠી ત્હેને હું ઉષા શી રીતે દાખવવાનો હતો ?

આજે હું ત્રણ અવધાન કરતો હતો; એક તો પંચવટીનાં પાંદડાં ગણવાનું, બીજું પનિહારીઓનાં દર્શન કરવાનું, ને ત્રીજું પનિહારીઓના બોલ ઝીલવાનું.

કેટલાંક અવધાન તો એમની મેળે જ આવડે છે એ વાતની તો વાંચનાર ! સાક્ષી પૂરો છો ને ?

એવે બાલકોની એક મંડલી બોલતી-કલ્લોલતી દોડતી આવી ને ગઈ: જાણે બુલબુલનાં બચ્ચાંઓ કે નગરના ફિરિશ્તાઓ.

સ્હવાર જામ્યું હતું, ને મ્હારી આતુરતા જેવા તડકાના તાર તણાતા હતા. તેજમાંથી ઉષ્મા ચે ફોરતી હતી.

પણ આ કોણ ? નગરમાંથી આવતી હતી તે એ જ હતી; તે પુર્ણિમાની મ્હારી પ્રમોદપ્રતિમા, અન્તરમાંની મ્હારી આશામૂર્તિ.

પંચવટીની વડવાઇઓ ઝાલીને હું વડની કુંપળો ગણુતો હતો. સૂર્યોદય થાય ને કમલસંપુટ પ્રફુલ્લે ત્હેવું મ્હારૂં અન્તર પ્રફુલ્લતું હતું.

પણ એ જ તે. હરિણીની ગતિથી આજે તે આવતી હતી. સિંહણની ભાવના ત્હેના દેહ ફરતી ઉડતી હતી. બાહુકમાનની નીચે એક ને કરઅંગુલિઓમાં બીજી—એમ

હેલનું બેડલું ફૂલદડા જેવું ઝૂલતું હતું. ચરણો ઉલ્લાસથી ઉછળતા હતા; નયનો ત્રિલોકમાં મીટ ભરતાં, ને લોક-લોકને માપી લેતાં હતાં. ભ્રૂકુટિનાં શ્યામરંગી પિનાક અનંગ-નાં બાણુ સમાં ચ્હડાવેલાં હતાં. ગગનરંગી ચણિયા ઉપર ઉષારંગી ઓઢણી હતી; મહીંથી કેસરવર્ણી ચોળી તગ-તગતી. વદને સ્મિતરેખા હતી, ને ફરકતો અધર ગીત ગુંજતો. તે ગીતના લયમાં ચરણો નાચતા વહતા. સ્હવા-રની તેજોમય મૂર્તિ હોય, કૌમારની **शुद्धम् अपापविद्धम्** નિર્મળતા હોય, સુન્દરીસંઘની સૌન્દર્યકલા હોય, યૌવનનો આહ્લાદ હોય, સલૂણીઓનાં રસલાવણ્ય ને કામિનીઓની કવિતાની કમનીયતા સાક્ષાત્ થતાં હોય, એવી તે આવતી હતી. મ્હારાં અન્તરનાં પૂર ત્હેનાં ચરણોમાં ઠલવાયાં, મ્હારાં ચેતન ત્હેનાં પદપંકજમાં જઇ પથરાયાં, મ્હારી આશા ને પ્રાર્થના સુન્દરીદેહે પ્રગટેલી મ્હેં દીઠી.

ને એ જ એ પ્રફુલ્લપાંદડી પોયણુંનાં બે ફૂલ. એના ઓઢણામાં ચણિયામાં ને ચોળીમાં જેવાં ભરેલાં હતાં, ત્હેવાં જ ત્હેના વદનપટમાં તે બે ગૂંથેલાં હતાં. એ જ એ પ્રફુલ્લપાંદડી પોયણાંનાં પુષ્પો.

જગતનું સકલ સૌન્દર્યધન મૂર્તસ્વરૂપે મ્હારી ભણી આવતું મ્હને લાગ્યું. વેલની કુંપળીઓનાં જેવાં ત્હેનાં અંગ ફરકતાં હતાં. સરોવરની લહરીઓના જેવી ત્હેના ઓઢણાની કરચલીઓ છલકાતી. ઘટાના ઘેર જેવો ત્હેના ચણિયાની ઝૂલનો ઘેર ઢળેલો હતો. ચન્દ્રમાંના શશાંકના સમી ત્હેના વદનચન્દ્રમાં કુંકુમની ટીલડી શોભતી. મધ-

રાતમાંની આકાશગંગા સરિખડી ત્હેના કેશપગથારમાંથી સેંથીની સેર વિસ્તરતી. રજનીનો ઘુંઘટપટ સંકોરી લેતાં પ્રભાતના વિધવિધ દેવવર્ણો આકાશવદને તરવરે છે તે દેવવર્ણો ત્હેને વદનમંડલે તરવરતા. દેહની પાંખડીઓમાં ત્હેના ઉરભાવના મંત્રો આલેખેલા હતા, ને એ પુણ્યમન્ત્રાક્ષરોમાં પરમ પ્રભુતાના જ પાઠ હતા.

નગરની સૌભાગ્યદેવી જેવી સહુને આશિષો આપતી હોય ત્હેવી તે પધારી, ને મ્હારી પાસે જ થઇને તે જલ ભરવા સંચરી. જગતનાં ગુરૂત્વાકર્ષણનું મધ્યબિન્દુ જાણે હોય તેમ સહજ ભાવે મ્હારો પ્રાણવિનિમય કરી ચેતનને પોતાના પ્રાણચુંબકથી આકર્ષી ઝોળીમાં ભરી તે જાદુગરી રસજોગણ ચાલી ગઇ. સૂર્ય ફરે તે તે દિશામાં સૂર્યમુખી ફૂલ ફરે ત્હેવી રીતે મ્હારાં નયનનાં ફૂલ તે મ્હારા સૂર્યની પાછળ પાછળ ફરતાં.

છતાં યે હું તો પંચવટીનાં પાંદડાં જ ગણતો હતો.

દંડકારણ્યમાં સીતાવેલ પાણી સંચરે તેમ તે અમારા નગરની પંચવટીમાં જલ ભરવા સંચરી.

પાણીઆરે સખીઓએ ત્હેને માર્ગ અને સત્કાર દીધો. પાણી ભરવાને તે જલ ઉપર નમી તો જાણે સાગર ઉપર નમેલો ઇન્દ્રધનુષ્યનો લતાખંડ.

કેટલીક સખીઓનાં બેડલાં ભરાયાં હતાં, કેટલીકનાં ભરાતાં હતાં; સહુ ત્હેની વાટ જોતી ઉભી. એક અધીરી સખીએ પૂછ્યું: ઉષા ! ત્હારી રસહેલ ભરાઇ કે ?

સખીઓ સહુ હસી પડી, જાણે મોતીના થાળ વેરાયા.

કોઇ મહાસત્યની આકાશવાણી ગાજી રહે ત્હેવો તે એક બોલ, તે શબ્દ 'ઉષા,' મ્હારી અન્તર્ગુહામાં ગાજી રહ્યો, જીવનકુંજને આદ્યન્ત ભરી રહ્યો. પૂર્ણિમામાં પ્રગટી હતી, પ્રભાતે પધારી હતી, બહેને પારખી હતી, તે જ એ ઉષા મ્હારા જીવનનો જ્યોતિ.

ઉષાએ હસીને કહ્યું: ના, મ્હારી રસહેલ હજી અધૂરી છે.

જલનાં કણ નિર્ઝરતાં યે એવું મધુરૂં નથી બોલતાં. બ્રહ્માંડભરમાં જે માધુર્યના સિત્કાર તરે છે, ને નરનારીઓના કાનમાં કંઇક મીઠી મીઠી ફૂંક મારી જાય છે, ત્હેવી એક અગમ્યની લહેર આવી અને ફૂલની ફોરમ જેવી કાંઈક ફૂંક મ્હારા અંતરમાં ફૂંકી ગઇ.

તે પછી શું બન્યું તે મ્હને ખબર નથી. ધ્યાનયોગમાં યોગીજનો ડૂબી જાય તેમ હું ક્ય્હાંક ડૂબી ગયો. જાગ્યો ત્ય્હારે પંચવટીમાં મ્હારા માથા ઉપર એક મેના બોલતી હતી, ને ત્હેને માથે મધ્યાહ્ન તપતો હતો.



## ૩
# કુમારિકાઓનો બગીચો

ઉષા કાજે ઉગ્યો એટલો પૂજ્યભાવ પરમેશ્વર વિના અન્ય કોઇને કાજે મ્હને કદ્દી ઉગ્યો નથી.

કન્યાકેળવણીના રસવન્તા ક્રિયાધર્મમાં કદી ત્હમને રસ પડયો છે ? કર્મઠોના ક્રિયાકાંડથી વેદાન્ત વેગળું છે તેટલા જ અમારા ન્હાનકડા રાજ્યાધિકારીઓની કન્યાકેળવણીથી ચેતનભાવ એક વેળા વેગળા હતા.

એક ચાતુર્માસમાં અમારા નગરની કન્યાશાળાની કાર્યવાહીમાં મ્હને એટલો રસ પડયો કે એક ટીંખળીએ ટીંખળે કર્યું હતું કે હું તો વિધવા મહેતીજીને પરણવાનો છું.

કુમારિકાઓની કેળવણીનો પ્રશ્ન એટલે ભવિષ્યની પ્રિયતમાઓનો પ્રશ્ન, વર્તમાન અને ભાવિ પ્રિયતમોના મનમાંનો મહાપ્રશ્ન. નેત્રપલ્લવીથી પ્રીતમપ્રિયા પરસ્પરને પઢાવે છે તેમ અક્ષરપલ્લવીથી યે પઢાવે તો એ પ્રશ્નના ઉત્તર કેટલા સુગમ થાય ?

કોઇ નગરશેઠની તજી દીધેલી પુરાણી ફૂલવાડી તો દીઠી હશે. ફૂલછોડને સ્થાને કયારીઓમાં ઘાસ ઉગ્યાં હોય, ફૂલઝાડની ડાળીઓ અધકરમાયેલી ને અધપાંદડાસૂની હોય, ઠામઠામ સૂકાં પાન ને તાજો કચરો વેરાયેલ હોય; છતાં તે મેલના કોઠાર ને ગંદવાડના ભંડારમાં યે ગન્ધવતીના

રસગન્ધ ઉભરાતા દશાય: એવી મ્હને કન્યાશાળા લાગી. માળી ત્હેવી વાડી. પહેલાં તો બાલવિધવા મહેતીજી જ ઘરના ને લોકસમાજના લાડમાં ઉછરેલી ને અધકેળવાયેલી હતી. સૌભાગ્યના ઉત્સાહી ઉમંગતેજને બદલે વૈધવ્યની નિરુત્સાહિની નિરાશાની છાયા શાળામાં ઉડતી. માસ્તરાણીઓનાં હતાં ત્હેવાં ભભકાદાર કે ગંદાં કપડાં વિદ્યાર્થિનીઓનાં હતાં; કારણ કે ભભકને સ્વચ્છતા માનતાં ને ગંદવાડને સાદાઇ ગણતાં. છતાં તેજસ્વી અંગો ઉપર એ મેલાં ઓઢણાં સૂર્ય ઉપરનાં વાદળાં જેવાં શોભતાં. પાટિયા ઉપર હિસાબ અડધો ગણેલો અધૂરો હતો. પાટીઓમાં લખેલું વણસુધરેલું હતું. ન્હાના મંકોડાની હાર જેવી પણ સ્વચ્છ અક્ષરમાલા હતી. જોડણી પુરુષવર્ગનાથી સહેજ ચ્હડિયાતી હતી. ઉકરડેથી યે કન્યારત્ન શોધી સ્વીકારવાના આજ્ઞાદાતા મહર્ષિએ આ ભવિષ્ય વાંચીને તો આજ્ઞા નહીં કરી હોય ? શાળાના એ કચરામાં યે અનેક રત્નો ઝબકતાં હતાં.

અને શાળામાં સ્વચ્છતા કોઇ દિવસ ન્હોતી જ પધારતી એમ ન હતું. ઇનામસમારંભને વાર્ષિક દિવસે, રાજેન્દ્રની જન્મતિથિએ મીઠાઇ વ્હેંચાતી ત્ય્હારે, એમ ચાર પાંચ વાર્ષિક પર્વોને મહાદિવસે શાળામાં સ્વચ્છતાનું રાજ્ય સ્થપાતું; કારણ કે સ્વચ્છતાને નિત્યવસ્તુ નહીં પણ એક શણગાર ગણવામાં આવતી.

તે મહર્ષિની આજ્ઞા પાળવા અને મ્હારૂં રત્ન શોધી સ્વીકારવા હું ગયો ત્ય્હારે શાળામાં કેટલીક કન્યાઓ ઝીકનાં

સોનારૂપેરી ભરત ભરતી, કેટલીક ગૂંથણુ ગૂંથતી, કેટલીક જૂનાં ગીત ગાતી, ને એક વર્ગમાં વાંચન ચાલતું હતું. પહેલે દિવસે તો બધા વર્ગોની પ્રદક્ષિણા ફરી એક વર્ગ નિરખી લીધો. જતાં પહેલાં મહેતીજીને દસ રૂપિયા આપ્યા, ને કહ્યુંઃ શાળા ફરતા ઉજ્જડ વેરાનમાં ફૂલવાડી રોપાવજો, અને શાળાના ખંડોમાં ફૂલપાત્ર ગોઠવજો. સહુ વર્ગમાંથી પહેલી પંચકડીને ક્યારીઓ ને ફૂલછોડની સંભાળ સોંપજો. ઉપર નંબર લાવવાની સ્પર્ધા યે એમ વધશે.

ઉષાનો નંબર તો પહેલા વર્ગમાં પહેલો જ હતો.

રસિકાઓની શુદ્ધ રસવૃત્તિના વિકાસનો પાયો એમ મંડાયો.

ત્રીજે દિવસે વળી જવાનું હતું તે પ્રમાણે હું ગયો. મહેતીજીની વાંકી સેંથી આજે સુરમણીય રીતે કોરેલી હતી. ગવન થોડુંક વાપરેલું નવું હતું. ચોળી ઉપર ઝૂલ લટકતી.

શાળાફરતા ક્યારા પાડેલા હતા ને ક્યારાઓમાં કુંડાળાં કોરેલાં હતાં. થોડાંક કટોરાઘાટ કુંડાં પણ આણેલાં હતાં. ફૂલસામગ્રીઓને સ્હેજ સુઘડતા ને વ્યવસ્થા આપી ફૂલ ઉછેરનારીઓને તેડાવી.

અહા ! શા લાવણ્યની તે મૂર્તિ હતી ! શા લાલિત્યથી તે પગલાં ભરતી ! જીવનનો ઉછળતો દડો ઉતરે તેમ તે શાળાનાં પગથિયાં ઉતરી આવી.

સુકુમાર કુંપળો ઉપર રજનાં પડ ચ્હડયાં હોય ત્હેવી કુમારિકાઓ દીસતી.

એ દિવસે બીજ રોપ્યાં, પાણી પાયાં, ને ઉછેર ઉછેરનારીઓને સોંપ્યો. 'મહાબ્રહ્માંડમાં, ત્હેવું અણુબ્રહ્માંડમાં' એ સૂત્ર તે પ્રસંગે મ્હને સુગમ થયું. મ્હારા યે અન્તરમાં બીજ ઊંડાં રોપાયાં, ને ઉપર રસજલનું સીંચન થયું.

મહેતીજીને કહ્યું, ત્હમારાં નિર્મળાં છે ત્હેવાં વસ્ત્રો બાળાઓ ન પહેરે? મહેતીજીએ સસ્મિત લજ્જાનમન કર્યું, ને સહુ બાળાઓને એકઠી કરી. કહેવાનું મ્હેં મહેતીજીને સ્હમજાવ્યું હતું તે પ્રમાણે ત્હેમણે ભાગાતૂટી છટાથી બાળાઓને કહ્યું કે નવાં વસ્રો લેવાના ઘેર કજીયા કરવાના નથી, પણ છે તે જ નિત્યવસ્ત્રો જાતે ધોઇને બધાંથી જે ઉજળાં પહેરશે ત્હેને મહિને મહિને ઇનામ મળશે.

જગતને સુન્દરીઓ જ સુન્દર રાખશે તેટલું તે સુન્દર રહેશે; કુટુંબને કુલવંતી ગૃહિણી મેલ નહીં ચ્હડવા દે, તેટલા નહિ ચ્હડે; સંસારને યે સ્ત્રીસમાજ નિર્મળી છાંટશે તેટલો તે નિર્મળ રહેશે; એ કોણ નથી જાણતું? ને કેટકેટલા પાળે છે?

વળી નિર્મેલે દિવસે ગયો ત્યહારે મહેતીજીની આંખમાં અંજન આંજેલું હતું. શ્યામ પટ વચ્ચે વિરાજતી કીકીઓ તેજસ્વી હતી.

મ્હારા પિતા તરફથી તાકા આપ્યા ને કહ્યું: ચોળીઓ

કમખા ચણિયા ઝભલાં કબજા પહેરણ ચોરણીઓ રૂમાલ ચડ્ડીઓ શીવતાં સહુને શીખવજો. જે પોતાનાં નિત્યવસ્ત્રો પોતે શીવીને પહેરશે ત્હેને મ્હારા પિતા બક્ષીસ આપશે. મહેતીજીએ કહ્યું દરજી નથી, કોણ શીખવશે? વળતા દિવસથી સ્ત્રી બાલક ને પુરૂષનાં સાદાં નિત્યવસ્ત્રો શીવતાં શીખવવા મ્હારા પિતાએ દરજી મોકલવા માંડયો. **पिता वै पुत्रः** એ શ્રુતિ યાદ છે ને?

ઉષાએ પહેલી સોય ઝાલી ત્ય્હારે જાણે મ્હારા જીગરને ને તેના જીગરને સાંધતી ન હોય એવું મ્હને લાગ્યું.

શીવણ ધોવણ ને ફૂલબાગ ભણી શાળાનો પ્રવાહ ઢળવાથી ભરતગૂંથણની ખર્ચાળ શોભાનું શિક્ષણ ગૌણ થયું. પહેલું પોત ને પછી ભાતઃ એ મ્હારી માતાનું પુરાણું ને સાચું સૂત્ર હતું.

એકલી શોભાવતી ને ખર્ચાળ કસરતો સહુ સંસારીઓને સુલભ નથી એમ મ્હેં મહેતીજીને સ્હમજાવ્યું હતું. ધોવણથી બાળાઓને, સ્વચ્છતાની ભાવના કેળવાયા ઉપરાન્ત, મગદળની કસરત થતી ને શાળાની કૂઈમાંથી જલ સીંચી ઝારા ભરી ફૂલરોપને છાંટવાથી, રસિકતા વિકસવા ઉપરાન્ત, સહુ અંગો કસાતાં. જલસીંચનનો યુવતિઓનો અંગહિંડોળ તો નિરખ્યો છે ને? ભાંડુઓ કાજે યે જલ એ બાલિકાઓ બનતાં ભરી લાવતી, ને આરસની પૂતળીઓના નહિ પણ કુલસેવિકાના ભાવમાં સહુ ઉછરતી.

હિમાદ્રિમાલા જેવો મ્હારો એવો અવિચળ સિદ્ધા-

ન્ત હતો કે શાળામાં ભણુતી સરસ્વતીની પુત્રીઓમાંથી ૯પ ટકા ગૃહિણીધર્મ સ્વીકારશે; અને ત્હેમાંથી યે ૯૦ ટકા ગરીબ કે સામાન્ય સ્થિતિના વરને વરશે. એટલે ખોટ્ટા શેઠાણીવેડાની પતંગિયાસહી શોભાના ખર્ચાળ શિક્ષણને બદલે કુટુંબસેવાના ગૃહિણીધર્મોનું સંગીન જ્ઞાન આપવાનો લક્ષ્ય શાળામાં સાધવાનો મ્હારો હેતુ હતો. ને તેથી કુલ-ધર્મોની પવિત્રતાના પાઠ સહુને ત્ય્હાં શીખવાતા હતા.

ઉષા ઘર માંડશે ત્ય્હારે કેવું કુલમન્દિર રચશે એના તરંગ મ્હને વારંવાર આવતા. આજે તો એ કવિતા આસ-પાસ પથરાયેલી છે; ને રસિકડી ઉષાના રસસોહન્ત ગૃહિ-ણીભાવના ઉદ્યાનમાં જ અમે વસીએ છીએ.

તે પછી નવા રાસ શીખવાયા, ને અંગઅંગનાં નવ-નૃત્યે કુમારિકાઓની કૌમારઉર્મિઓ ઉછળવા માંડી ત્ય્હારે એ બાલાઓ તન્વીગી વેલીઓ મટી વસન્તાનિલમાં ઝોલાં ખાતી મ્હોરથી લચીનમી જતી આંબાની રસવન્તી ડાળીઓ જેવી મ્હોરી રહી. સહુને અન્તરમાં રસતરંગ ઘૂમતા ને અંગેઅંગે મ્હોર ફૂટ્યા. વેલીની છટા ને નમણાં પલ્લવ-હિન્ડોલમાં સહકારની શાખાની રસવન્તી બલરેખાઓ તરી આવી.

સુન્દર કલાઓના શાસ્ત્રમાં લખેલું છે કે સુન્દરતા એટલે બરૂપણું નહીં, પણ છટા હિન્ડોલ તેજસ્વિતા. હય-શાળામાં પાણીદાર વછેરા ને વછેરીઓ હોય છે ત્હેવાં કુમાર અને કુમારિકાઓને પાણીદાર સુસુન્દર ચેતનભર્યાં

આત્મવાન્ ખીલવવાં એ સર્વ શાળાસ્થાપનનો હેતુ છે, સર્વ કેળવણીનો સિદ્ધાન્ત ને લક્ષ્ય છે.

હું શીખવતો ને સુધારતો તેમ હું યે તે કન્યાશાળામાં ઘણું શીખતો ને સુધરતો. ફૂલની પાંખડીઓમાંના જેવા સ્વાભાવિક હાવભાવ ને અકૃત્રિમ ઉરપરિમલ મ્હને ત્ય્હાં દર્શાતા. કુદરતના અન્તરમાંના અંકુરનાં કિરણો ઉઘડતાં હું ત્ય્હાં નિહાળતો. લાવણ્ય અને લજ્જા, રસિકતા અને વિનયઃ ઉડું ઉડું કરતી બાલપંખીણીની સુકુમાર પાંખોના જેવા મુગ્ધ કૌમારભાવ ત્ય્હાં હું અનુભવતો. નવા રાસ શીખશે ને છટાથી ભજવશે ત્હેને મ્હારી માતા વતી ઇનામ આપવાનું કહ્યું તે સાથે જૂના રાસ કેટલાક મ્હેં યે ઉતારી લીધા. કોઈક જૂના ઘરેણામાં હોય છે, કોઇક જ જૂના રીતરિવાજમાં હોય છે તેમ ત્હેમાંના યે કોઇકમાં ભારોભાર સુવર્ણ હતું.

હૈયાની ભરતીએ બહુ ઉછાળો લીધેઃ તેથી થોડાક દિવસ ત્ય્હાં જવાનું મ્હેં ઓછું રાખ્યું. પણ સાંજરે—સન્ધ્યાએ શાળાની છૂટફળીમાં હું જતો ને કુમારિકાઓનો બગીચો નિરખી આવતો. ઉષાના ફૂલછોડ પાસે મ્હારા પગ થંભી જતા, ગતિબલ ઓસરી જતું. તે કયારી જાણે ઉષાની ઉરકયારી હોય તેમ હું દર્શનમુગ્ધ નિહાળતો. ત્હેના અંકુર જાણે ઉષાના ઉરઅંકુર હોય તેમ હું પંપાળતો.

એક દહાડો વિદ્યાધિકારી સાહેબ એ કયારીઓમાં મ્હને મળ્યા. ત્હેમની આંખોમાં મદ હતો. ત્હેમની ભમ્મર ઉપર અધિકાર વિરાજતો. આદ્ય વ્યંજન ઉમેરી કેટલાક

ત્હેમને વ્યંજનામાં વિદ્યાધિક્કારી સાહેબ કહેતા, કારણ કે વિદ્યા ઉપર એમનો એવો ને એટલો ભાવ હતો. તેઓ સાહેબે મ્હારો ઉપકાર માન્યો કે ત્હમે ઠીક બગીચો ઉછેરો છો. કેટલાકના શબ્દ નાભીના ઉંડાણમાંથી ઉછળે છે; કેટલાકના હૃદયની લાગણીમાંથી ઉભરાય છે; કેટલાકના મગજની બુદ્ધિમાંથી નિંઝરે છે; ત્હેમના શબ્દ મુખના ગોખલામાંથી જ આવતા હતા. મેં કહ્યું, આજ તો બીજ વાવવાનાં છે; પાક તો પરમેશ્વરની કરુણા છે. વિદ્યાધિકારી સાહેબ પોતાને વિજ્ઞાનવાદી કહેતા ને નાસ્તિક હતા; તેથી પરમેશ્વરનું નામ આવતાં જાણે અભડાયા હોય એમ સાહેબજી કહી ચાલતા થયા.

જગતના સારામાં સારા કવિ ફિલસુફ પયગમ્બરો માત્ર બીજ જ વાવે છે; પણ એ અનન્તતાનાં વાવેતર, ને ત્હેના અનન્તા પાક અનન્તતાની અનન્ત પ્રજાઓ ઉતારે. મ્હારા અલ્પ જન્તુના પ્રયત્નને તો આજની જ આશા હતી.

ઉષાદર્શન મ્હારા આત્માનો પ્રથમ અભિલાષ હતો. ત્હેની કૌમારમૂર્તિના આદર મ્હને સ્વપ્નામાં યે બોલાવતા. મ્હારા આત્માનો દ્વિતીય અભિલાષ ને આશીર્વાદ એ હતો કે મ્હારી ઉષા જેવી જગતના સહુ કુમારોને ઉષા મળે. ઉષા અદ્વિતીય હતી, માટે જ ઉષા જેવી અન્ય કુમારિકાઓને શણગારવા હું મથતો.

તે જગત્‌વિખ્યાત શરત્‌પૂર્ણિમાની રાત્રિએ શ્રી કૃષ્ણચન્દ્રે રાધિકાજીને રાસ રમાડ્યો ત્ય્હારે નિજ કૃષ્ણરૂપ

ગુણી ગુણીને ગોપીકાપરિવારમાંથી પ્રત્યેક રસકાન્તાને રસકાન્ત સમર્પ્યો હતો તેમ મ્હારે યે ઉષાની સખીમૂર્તિઓ રચી રચીને પ્રત્યેક રસકુમારને રસકુમારિકા આપવાના અભિલાષ હતા. ક્ય્હાં સૂર્ય અને ક્ય્હાં તેનું કિરણ? ક્ય્હાં કૃષ્ણચન્દ્ર ને ક્ય્હાં હું? એ તો હું સમજતો જ હતો; પણ પરમાર્થના જોમમાં મારી આશા હતી. મ્હને મળે એવું સહુને મળજો એવા અન્તરમાંથી નિરન્તર આશીર્વાદ ઉછળતા.

અક્ષરનું ને વાંચનનું ઇનામ ઉષાએ જ્ય્હારે મ્હારી પાસેથી લીધું તે ચિરસ્મરણીય પ્રસંગ હું હજી વીસર્યો નથી. તે દિવસે સ્હવારની શાળા હતી. રજતનિર્મળ પ્રકાશમાં સોનેરી તડકાની જાજમ પથરાઇ હતી. સ્વચ્છ ને છટાદાર કુમારિકાઓના અનેકરંગી મયૂરકલાપ સંકેલેલા પણ કલગી સમારેલા ટોળે મળ્યા હતા. અનેકના અક્ષર જાણે ભૂમિતિનાં ઝીણાં ઝીણાં ચિત્ર સરીખડા સુસુન્દર હતા. પણ ઉષાના અક્ષર! મ્હેતાજીએ કહ્યું કે એ તો મોતીના દાણા. મયૂરના દેહ સમી ઓઢણીમાંથી કર લંબાવી ઉષાએ પાટી ધરી ત્ય્હારે કલાપમાં જાણે મોરપીંછનાં ચાંદલીયાની જ માલાઓ ગોઠવેલી મ્હને ભાસી. વિદ્યાત્રોના મ્હારા ભાગ્યાક્ષર મ્હેં ત્હેમાં નિરખ્યા. સહુએ કહ્યું, ઇનામ ઉષાનું.

ને વાંચન! પૃથ્વીલોકની કોયલો બોલતી તો ત્હમે સાંભળી હશે, પણ આ તો દેવલોકની કોકિલા બોલતી હતી. મ્હેં શીખવ્યા હતા ત્હેવા શુદ્ધ અને છુટ્ટા પાડી પાડી

વર્ણોચ્ચાર ને શબ્દોચ્ચાર કંઇ કંઇ બાલિકાઓએ કીધા. કેટલાંક ઇનામ આપીશું એ ચિન્તા થતી હતી ત્ય્હાં ઉષાએ વાંચન આદર્યું. શ લ ને ળ ના ઉચ્ચારમાં ભૂલ થવી તો રહી પણ એવું કંઇક વિશુદ્ધ પરમ સુકુમારત્વ ને માધુર્ય તે કુમારિકા મૂકતી કે અજબ! સન્ધીઓનો એવો પદચ્છેદ કરીને બોલતી કે અધ્વર્યુને યે શરમાવે. શારદાની વીણા સરિખડું કંઠમાધુર્ય તો ઘણી વેળા સુણ્યું હતું ને ઘણાએ સુણ્યું હશે; પણ આ તો સાક્ષાત વાગીશ્વરીની જ વાગ્ધારાનાં લાવણ્ય ને લાલિત્ય હતાં. સારંગીના સંવાદી સરોદ ઘણીઓએ વાંચનમાં ગાયા, કેટલીકે સિતારની રણકતી ગતો વગાડી; થોડીકે પિયાનાની છુટી છુટી સુરમાલ ગજાવી; પણ જલતરંગના પૃથક પૃથક મીઠા બોલો તો ઉષા જ બોલી રહી. સહુ બાલાઓ ગાજી ઉઠી કે વાંચનનું ઇનામે ઉષાનું.

પાળેલાં હરિણ લજ્જાતાં નથી, શકુન્તલાનું મૃગલું શરમાતું ન હતું; ઉષા યે એવી હસતી-રમતી આવી. મૃગી સમી વિશાલ આંખો, મૃગચર્મ સમી તેજસ્વી ઓઢણી, મૃગલી સરિખડા સુકુમાર ચરણ હતા. સૂર્યનાં કિરણો સરિખડાં તે પદકિરણો નાચતાં નાચતાં આવતાં. આંખડી ખુલ્લી ને જગતનું તેજ સંગ્રહી પીતી હતી. વદને ઉત્સાહ ને આહ્લાદ હતો. વીરાંગનાનાં નિડરતા ને ઓજસ્ લલાટમાં તગતગતાં. ઉષાનાં નયન ન નમ્યાં, પણ મ્હારાં નયન નમી ગયાં: તે જગદંબાની જ્યોતિર્જ્વાલા ન ઝીલાઇ. ઈનામ આપતાં આપતાં ફૂલછોડની ડાંખળીઓ સમી મ્હારી

અંગુલિઓ ધ્રૂજી ઉઠી. કાવ્યકલાના મુગટમણિ જગદ્‌વિખ્યાત મેઘદૂત ને અભિજ્ઞાનશાકુન્તલ ઇનામમાં આપ્યાં. પણ એ સૌન્દર્યચુડામણિ કાવ્યયુગ્મથી યે વધારે સુન્દર રસકાવ્ય તો મ્હારી ઉષા કુમારિકા પોતે જ હતી.

દેવને શું નથી તે અર્પવું ? દેવમન્દિરે દેવ સમીપ ભેટ ધરીએ છીએ તે ભાવથી ઉષાને હું ઈનામ આપતો. ઉષા સ્વીકારતી ત્હેને હું અનુગ્રહ માનતો.

તે દિવસે બપ્પોરે દેહખંડમાંથી હૃદયદેશને કોરી કાઢી નયન સન્મુખ મૂક્યો, ને ત્હેનું પૃથક્કરણ કરવા હું બેઠો. ઉષાનાં રસનાં ઝરણાં ક્ય્હાંથી પ્રગટતાં ? ત્હેના નયનમાં હતાં કે ત્હેના વદનમાં ? ત્હેની છટામાં હતાં કે ત્હેના સૌન્દર્યમાં ? ત્હેનાં તેજસ્વરૂપમાં હતાં કે ત્હેનાં નૃત્યઉલ્લાસ-આહ્લાદમાં ? ઉષાનાં આકર્ષણ ક્ય્હાંથી આવતાં ? ઉષાની કઇ વિભૂતિ મ્હને નિમન્ત્રણતી હતી ?

મ્હને લાગ્યું કે મ્હારો શ્રમ મિથ્યા હતો. આભનાં અંગમાંનાં અનન્તકોટી ચાંદરણાંમાંથી રાત્રિનાં રસઝરણાં નિર્ઝરે છે, તેમ ઉષાની અંગકલાના છિદ્રછિદ્રમાંથી રસનાં ઝરણ નિર્ઝરતાં. વિરાટના અદ્‌ભુતત્વના પૃથક્કરણ જેટલું ઉષાના અદ્‌ભુતત્વનું પૃથક્કરણ અઘરૂં ભાસ્યું.

સૌન્દર્યઉપવનમાંથી એ જ ફૂલ મ્હને કેમ ન્હોતરતું ? કુમારિકાઓના બગીચામાંથી ઉષાની જ રસસુગન્ધ કાં મ્હને આદરતી ? ઊંડું ચિન્તન આદર્યું ને એક ઉત્તર મળ્યો.

સીતા અને દ્રૌપદી, તારા અને દમયન્તી સહનશીલ-તાની—**ક્ષમયા धरीत्रीनी** જગદ્વન્દ્યમૂર્તિઓ છે. જૂલિયેટ ને શકુન્તલા, લયલા ને શીરીન ને ઝુલેખા વિલાસની—**शयनेषु रंभा**ની રસવિલોલ પ્રતિમાઓ છે. લોરા અને બિયેટ્રિસ કવિજનોની મહાકલ્પનાની રાજકુંવરીઓ છે. પણ ઉષા ! સત્યલોકમાંના પરમ સત્ય સમી ઉષા ! પારિ-જાતકના પુષ્પ સરિખડી ઉષા દેવલોકની દેવાંગના હતી, પ્રકૃતિની પહેલી પુત્રી હતી. જાણે આભને યે અદ્ધર ઝીલી ચાલતી; જાણે પૃથ્વીની પરિસીમાઓ યે હ્હેને માર્ગની રેખાઓ લાગતી. તારલિયાનાં યે તેજની પાર જતાં હ્હેનાં દૃષ્ટિતેજ જાણે બ્રહ્માંડપર પરવરતાં. કમલદલ સમાં હ્હેનાં પગલાંની નૃત્યગતિ વાયુરાજની લહરીઓ સમી સરસરતી. હ્હેની ઉછળતી અંગધારાઓ તો જાણે પૃથ્વીનાં પડ ફોડી ઉડતી પાતાળગંગાની રસસેરો હતી. જયના કેતુ સમી, સ્નેહની વલ્લી સમી, પરમ સત્યની માનવકલા સમી, ઉષા ઉલ્લાસતી હતી. તે દીન સહનશીલતા ન હતી. તે વિલાસ-રંગી રમણપૂતળી ન હતી, તે ધુમ્મસમૂર્તિ સમી કલ્પના જ ન હતી. તે આશા ને ઉત્સાહની, પ્રેરણા ને પ્રતિભાની તેજકલિકા હતી. તે રસિકતા ને આનન્દની, કવિતા ને સૌન્દર્યની દેવલતિકા હતી. તે સચ્ચિદાનન્દની પરમ ભાવ-કલા હતી. જગતને સહી લેવા જ નહિ પણ જગતને જીતવા, જગતને શોભાવવા જ નહિ પણ જગતને સાચું સિદ્ધ કરવા, જગતને કલ્પવાને જ નહીં પણ જગ-તના પડદા પાછળની ગહન ભેદાવલિ સ્હમજવા ને સ્હમ-

જાવવા તે જગતમાં અવતરી હતી. સૌન્દર્યઉપવનમાં, કુમારિકાઓના બગીચામાં ઉષાનું એ વ્યક્તિત્વ હતું, ને તે મ્હને આમન્ત્રણનું હતું.

સૌન્દર્યઉપવનની સહુ કલિકાઓ એવી ઉઘડે તો? મ્હારા અલ્પ પ્રયત્ન એ દિશામાં હતા.

પ્રભુ પોતાની પ્રભુતાથી ભક્તને આકર્ષે છે એવી ઉષાની પ્રભુતા મારા ભાવને આકર્ષતી હતી. પ્રભુની વિભૂતિઓનો પાર પ્રભુભક્તોને લાધ્યો નથી; ઉષાના વિભૂતિમંડળનો પાર હજી મ્હને જડયો નથી, ને જડશે યે નહીં. બ્રહ્મ સમી બ્રહ્મકલા ઉષા યે અનન્ત જ છે.

મ્હેરોડના ઉષાના રંગની ઝીકભરેલી મખમલની પટ્ટી તે દિવસે મ્હેં ખરીદી. ઇતિહાસ અને ભૂગોળમાં–માનવજાતિની અદ્‌ભુત વાર્તા અને માનવજાતિના મહિમાવાન મન્દિરોની મનોવેધક કથામાં–પહેલે નંબરે જે આવે ત્હેને તે આપવાની હતી. સૂર્ય ને ચન્દ્ર સમાં જગન્માર્ગમાં અજવાળાં પાડતાં મહાનામ નરનારીઓની ભર્ગવન્તી જીવનકથનીઓ યે શાળામાં શિખવાતી શરૂ કરી હતી. તે ઇનામે ઉષા જીતી, ને તે ઉષારંગી પટ્ટીથી ઉષાએ પોતાની વેણી બાંધી.

ગણિતની પરીક્ષા પરિક્ષકો જ અઘરી લેતા. એટલે તે વિષય સારો શીખવાતો હતો. લેખાં ને પલાંખાં તો સહુને જીહ્વાગ્રે હતાં. પણ જીંદગીનાં લેખાંપલાંખાંના કોયડા તે કુમારિકાઓને હજી શીખવાના બાકી હતા.

અંકગણિત અને વસ્તુગણિતમાં કેટલો ભેદ છે એ તો આપણે સહુ જાણીએ છીએ.

'શું જાણે વ્યાકરણી? વસ્તુને શું જાણે વ્યાકરણી?'

એ સૂત્રમાંના સત્યનું પરિપાલન કરી શાળાના અભ્યાસ-ક્રમમાં વસ્તુજ્ઞાન ઉપર ભાર મૂકવામાં આવતો.

ઉષાનો આ શુકલ પક્ષ હતો. ચન્દ્રબિમ્બ કદી યે અધૂરૂં પ્રકાશમાન નથી, પણ શુકલ પક્ષમાં ચન્દ્રકલા દિન-પ્રતિદિન ઉઘડે છે; તેમ ઉષાની રસકલા ઉઘડતી હતી. વસન્તના ઉત્સવિયા વસન્તચન્દ્રિકાને જે ભાવથી સત્કારે છે તે ભાવથી હું ઉષાની ચન્દની સત્કારતા. ઉષા મ્હારા જીવનની વસન્તનો શુકલ પક્ષ હતી.

કન્યાકેળવણીનો પ્રશ્ન ભવિષ્યની પ્રિયતમા પત્નીઓ તેમ જ માતાઓનો છે, અને અન્નપૂર્ણાની સહુ પુત્રીઓ **भोज्येषु माता** સરિખડી વિષ્ણુધર્મ પાળનારી વૈષ્ણવીઓ છે; એ કારણે શાળામાં રાંધણકલા શીખવવાનો યે દિવસ રખાવ્યો હતો. ખોટા રૂપૈયા જેવાં અનુકરણના ઢાળવાળાં કેટલાંક શેઠશેઠાણીઓ શાળા જોવા પધારતાં ત્હેમને તે ન્હોતું રૂચતું. રસોઇયા ન્હાસી જાય ત્યારે વરને ને બાલ-કોને કાચાંપાકાં પોતે પીરસતાં એ સ્મરણો ન વીસર્યાં છતાં યે રાંધણકલાનો ગૃહિણીધર્મમાંથી તેઓ બહિષ્કાર કરતાં. ધવરાવવા જેવો ને જેટલો જ જમાડવાનો યે કુદ-રતનિર્મિત ગૃહિણીધર્મ છે એ સિદ્ધાન્ત ધાવને દૂધે ધવ-રાવનારાં ને રસોઇયાને હાથે જમાડનારાં નરનાર સ્હમજતાં ન હતાં. એમનાં જેવી માત્ર નવલકથાઓ વાંચનારીઓની

આ શાળા ન હોવાને કારણે જમાડવાની રસિક ને નિત્ય-ઉપયોગી કલાઓની કુમારિકાઓને કેળવણી અહીં અપાતી હતી. વારપરવે વિધવિધની રંગોળી પૂરવી, અવનવા સ્વસ્તિકો ને ફૂલ પાડવાં, અટાપટા ને કાંગરીઓ, મયૂર ને મેનાનાં ચિત્રો માંડવાં: ચિત્રવિદ્યાનું એ અમારે પહેલું પગથિયું ગણાતું. નવી નવી વાનીઓનું કોઈ કોઈ દિવસ પ્રદર્શન ભરાતું. થોડા વખતમાં ને થોડે ખરચે કેમ રંધાય ત્હેના ગૃહશાસ્ત્રમાંથી સિદ્ધાન્તો શીખવાતા. નિત્યવસ્તુઓ શાળામાં રંધાવવાને બદલે બાલિકાઓ પોતપોતાને ઘેર રાંધે–પીરસે, ને ઘેરથી ત્હેની નિત્યનોંધ લાવે એમ મ્હેં સૂચવ્યું હતું. મહેતીજીએ શાળાખાતાને લખ્યું. શાળાખાતાએ સહુ સૂચના મંજૂર રાખી, એવી ઉત્તમ વ્યવહારૂ સૂચનાઓ કરવા માટે મહેતીજીને ધન્યવાદ આપ્યો.

અમારી શાળા ગૃહિણીઓ કેળવવાની હતી, ઢીંગલીઓ સરજવાની ન હતી.

આરોગ્યવિદ્યાનાં અને ઘરવૈદ્યાનાં મૂલતત્વોની પ્રથમ પોથીઓ શાળામાં શીખવાતી. પણ એ વિષયોમાં પોથી કરતાં અનુભવ મ્હોટો ગુરૂ છે એ સ્હમજાવવાનું અધૂરૂં હતું તે સહુના મનમાં ઉતરાવ્યું. ભવિષ્યની માતાઓ પોતપોતાની માતાઓને હાથે કેટલેક અંશે કેળવાય એ સર્વથા ઇષ્ટ જ છે.

ધર્મ શીખવવા નહીં પણ પળાવવા માંડયો હતો. મહેતીજીને ભાષણો કરવાનો શોખ હતો તે મ્હેં જોયું હતું. મ્હારા ઘર પાસેના મન્દિરની વૃદ્ધા પૂજારણને દક્ષિણા

આપીને મહેતીજીને મન્દિરમાં નિત્યકથા વાંચવા બોલાવરાવી. મહેતીજીને દ્રવ્યપ્રાપ્તિ યે થઈ ને ઉપદેશનો શોખે સચવાયો. કાળે કરીને કથાના રંગમાં તે વિધવા રંગાઇ, વૈધવ્યનાં દુઃખોનો દિલાસો પામી સેવિકાવ્રતનો પરમાર્થ-ધર્મ સ્વીકાર્યો, શુદ્ધ ને સાચું બ્રહ્મસમર્પણ લીધું, અને કુમારિકાઓના બગીચાની તે અધિષ્ઠાત્રી સંન્યાસિની સમી બની રહી. આમ ધર્મ શીખવવાને બદલે પળાવવાના મુખ્ય સાધનની સગવડતા થઈ.

મ્હને વારંવાર એ વિચાર આવતો કે પ્રિયતમા કેવી જોઇએ તે પ્રિયતમ સ્હમજે છે, ને તેથી કન્યાશાળા કોઇ પુરુષ પોતાના અભિલાષ ને આદર્શ અનુસાર સુધારવા મથે છે. ત્હેવી જ રીતે પ્રિયતમ કેવા જોઈએ એ પ્રિયતમા જ પૂરું સ્હમજે, ને તેથી જ કુમારશાળાને કોઇ કોઈ સુન્દરી પોતાના સુન્દર અભિલાષ ને આશાઓ અનુસાર સુધારે તો કેવું સારૂં ? વાછડાની ગમાણો જેવી કુમારશાળાઓ તો કેવી સુજનતાના માંડવા જેવી સુન્દર બને ?

સુન્દરમાં સુન્દર મહેલનાં સૌન્દર્ય સુન્દરીની સુન્દરતાથી ઝંખવાય છે. પ્રિયતમાને કાજે પ્રિયતમ પોતાની પર્ણકુટી કે પ્રાસાદ નિરન્તર શણગાર્યાં કરે, ત્હો પણ પ્રિયજનને લાયકના આવાસ કોઇ હજી શણગારી રહ્યું છે ? ઉષાને કાજે યે મ્હને બધું અધૂરૂં અધૂરૂં લાગતું.

કુમારિકાઓ અને ત્હેમના ભાઇઓની યે એક સ્પર્ધા આદરી હતી. ભૂતકાળનો ઈતિહાસ ભણે ને વર્તમાનનો ઘડાતો ઈતિહાસ ન જાણે એ અજૂગતું કહેવાય. એટલે

આધુનિક વિદ્વાનોના નવગ્રન્થો અને વર્તમાન સમયનાં ખરાંખોટાં રેખાચિત્રો સમાં વર્તમાનપત્રો વાંચવા-વિચારવાનું શક્ય હોય ત્ય્હાં કુમારીના ભાઈ સાથે ગોઠવાતું, ને અશક્ય હોય ત્ય્હાં સખીમંડલમાં ત્હેની વ્યવસ્થા થતી. ઉષાના ભાઇઓ કરતાં ઉષા એમાં હંમેશાં વધતી.

અમારા નગરના એક સંસારનિરીક્ષક ને વસ્તુવિચારક મિત્રે એક વેળા મ્હને કહ્યું હતું કે જગતના જુવાનિયાઓને રસિકાઓ જોઇએ છીએ, ગૃહિણીઓ નથી જોઇતી; અને પૂરાવામાં ત્હેમણે પૃથ્વીનો સકલ પ્રેમભાવનો કાવ્યભંડાર રજૂ કર્યો. ભાવનાદેશમાં કે સિદ્ધાન્તવિવેકમાં એવો રસિકા ને ગૃહિણીનો મ્હારે તો ભેદ જ ન હતો, કારણ કે મોરનાં ઈંડાં ચીતરવાં પડતાં નથી; તેમ જ વળી રસિકા ગૃહદેશમાં રસનાં વાવેતર વાવે ને ઉગાવે તો ગૃહિણી કહેવાય, ને ગૃહિણી રસદેશમાં ગૃહભાવ પ્રફુલ્લાવે ને મ્હોરાવે તો રસિકા કહેવાય. ઉષા મ્હારે આજે રસિકડી ગૃહલક્ષ્મી કે ફૂલયોગિની રસિકા જ છે. ડહાપણનો સિદ્ધાન્ત ને અપવાદનો અનુભવ એ છતાં યે એ વિચારક મિત્રના કથનમાં સત્યાંશ હતો. મ્હને યે પ્રથમ દર્શને ઉષાની રસિકતાની મોહિની લાગી હતી, ગૃહિણીભાવની નહિ. પ્રિયતમાના ગુણતત્ત્વના પરમ સ્નેહીઓને યે પ્રિયાઓનાં અંગની ને અંગને શોભાવતાં વસ્ત્રાલંકારોની સુન્દરતાના જાદુની ચટકી લાગી જાય છે. જ્યહાં સૂધી સાળુની રંગીલી ભાતનાં ડાહ્યામાં ડાહ્યાને યે આકર્ષણ છે ત્ય્હાં સૂધી માત્ર પોતને જ મનુષ્યજાતિ નહિ પારખે. પણ એ ભાતમોહને લીધે પડછાયામાં જ પથરાતી ચાંદરણાંની

ભાતીગર ચુંદડીને કોઇ ઓઢવા લેતું નથી. કાશીનાં ત્રાંબાપીતળ ઉપર તેમ જ સોનારૂપા ઉપરે નકશીની અવનવી ફૂલવેલો ચીતરાય છે. અમારા નગરની કન્યાશાળામાં ત્રાંબુ ને પિત્તળે હતું, સોનું ને રૂપું યે હતું. તે સહુ મૂળતત્ત્વોને પરિશુદ્ધી પછી ઉપર ભાતભાતનાં ચીતરામણ ચીતરવાનું મ્હારે મન હતું. મ્હને અણગમો તો માત્ર પતંગિયાંની પાંખો ચીતરવાનો જ હતો.

ઉપરનાં સહુ કારણે કુમારિકાઓના બગીચાનાં ફૂલ ઉતર્યાં ત્ય્હારે વીસરાઇ ગયેલાં ભરતગૂંથણનો પુનરૂદ્ધાર કર્યો. ગૃહ અને પ્રિયજનને શણગારતાં પુષ્પાભૂષણો ગૂંથાતાં, પણ નવરાશની વેળાએ. કેટલીક બાલાની રસિકતા ઉભરાતી હતી તે ચિત્ર ચીતરતી; ને બે કુમારિકાઓ કવિતા પણ રચતી; સુન્દરીની પ્રધાન ભાવનાઓ એમ શાળામાં રસપોષણ પામતી થઇ.

મૂળાક્ષરોમાં કવિતા એ બે જ બાલાઓ રચતી, પણ જીવનની કવિતા એ શાળાની ઘણી બાલાઓ રચશે એમ હું માનતો. કેટલીક કુમારિકાઓ તો તે જ સમયે મૂર્તિમન્ત કવિતા હતી. જગતનું સુન્દરમાં સુન્દર કાવ્ય લ્યો: મ્હારી ઉષા તેથી યે વધારે સુન્દર હતી. ઉષાના અંગઅંગમાંથી કવિતાના માર્મિક સન્દેશ, ધ્વનિ ને વ્યંજના, ઉડતાં હતાં.

જગતમાં ઉષા વિના અન્યથા સૌન્દર્ય નથી એમ મ્હારૂં કહેવું નથી. પણ બીજી સુન્દરીઓ સૌન્દર્યના અવતાર હતી, ને ઉષા સૌન્દર્ય પોતે જ હતી.

જે ભાવથી ભક્તજન દેવમન્દિરે સંચરે છે તે પુણ્યભાવથી હું સદા કુમારિકાઓને બગીચે જતો. મુજ રસદેવીનાં સિંહાસન ત્ય્હાં હતાં. તે રસદેવીને ચરણે ધૂપ ધરતો ત્હેની સુવાસના જગતમાં ફોરતી. જગતની સર્વ સરિતાઓ સમુદ્રમાં ઢોળાય છે તેમ મ્હારી સર્વ ભાવનાઓ તે સૌન્દર્યસાગર ઉષાને અભિષેકતી.

કન્યાશાળા એમ પુણ્યમન્દિર બની, અને કાષ્ટની કે આરસની પૂતળીઓને બદલે આત્મલક્ષ્મીવન્તી બાલ પુણ્યમૂર્તિઓ ત્ય્હાં વિરાજતી થઈ. ઉષાના ઉરના પુણ્યરંગો સારી શાળામાં ઉડતા, અને સહુ કુમારિકાઓને વધાવતા હતા.

એમ બ્રહ્મકુમારિકાનાં અદ્‌ભુત તેજ તે કન્યાશાળામાં ઠામઠામ સ્ફુરી રહ્યાં.

અને એ ઇનામનો સમારંભ! બ્રહ્મચારિણીઓનો વાર્ષિક બ્રહ્મમહોત્સવ! કુમારિકાઓની ઉરભાવનાઓનો તો દરિયાવ ઉલટ્યો હતો. મુખશાળાનાં ફૂલનાં તોરણ ને પલ્લવની વેલો બાલાઓનાં ગૂંથેલાં હતાં. પોતાનાં ઓઢણાં સમી અબીલગુલાલની વસન્તવાટિકાની રંગોળીની તરંગાવલિ નગરકુંવરીઓએ કોરેલી હતી. સભામંડપના શણગારને વિદ્યાર્થીનીઓએ શોભાવ્યા હતા. અમારા લોકહિતૈષી સકલપૂજ્ય બુદ્ધિવૃદ્ધ લોકનાયક વેલીને સિંહાસને સંસારભાસ્કર સમા વિરાજ્યા હતા, તે સિંહાસનને ફરતી ફૂલમંડલિ કુમારિકાઓએ ભરેલી હતી. ઠામઠામ દીપતા કુંકુમ ને કેસરના આશીર્વાદમન્ત્રો ને ઉદ્‌બોધનસૂત્રો બ્રહ્મચારિણીઓએ આલેખેલાં હતાં. આસપાસ નક્ષત્રમંડળ સમા

વીંટતા નગરના મહાજનો બેઠા હતા ત્હેમની સ્થાનસુઘડતા સરસ્વતીની કુંવરીઓએ સમર્પેલી હતી. આગલી રાત્રિએ બાલાઓએ વાર્ષિકોત્સવનું જાગરણ કીધું હતું, ને સર્વ વ્યવસ્થા ને શોભાનો કાર્યક્રમ સમેટી રહ્યે નવવર્ષનાં પ્રભાતનો રાસ રમી હતી. સ્વચ્છ ને સુઘડ નિત્યવસ્ત્રો જ આજ કુમારિકાઓનાં ઉત્સવવસ્ત્રો હતાં, પણ ત્હેમના રંગ-બેરંગી ચમકારને લીધે જાણે ઈન્દ્રધનુષ્યની અર્ધવર્તુલ માળાઓ માંડેલી હોય એમ દર્શાતું. સાધ્વી સમી વિધવા મહેતીજી પવિત્રતાનો બધે પ્રકાશ પાડતી. બ્રાહ્મણભાવના-વન્તો સૌમ્યમૂર્તિ ઋષિકુમાર સરીખો એક તેજસ્વી સદ્-ગૃહસ્થ સરસ્વતીશાખાનો અધિષ્ઠાતા નિર્માયો હતો. વિષ્ણુ જેવા પ્રજાપ્રમુખના સંગે નગરનું પિતૃમંડલ ને ત્હેમનાં ગૃહલક્ષ્મીજીની સાથે નગરની માતૃમંડલિ વિરા-જતી. આજે ઉષાનો જ જાણે વિજયમહોત્સવ ઉજવાતો હોય એમ મ્હને તો લાગ્યું. સજ્જનને પ્રિય રસ અને મર્યાદાથી બાલાઓએ પ્રથમ રાસ ઝીલ્યો. પછી ઉર્ધ્વઉડણ (Excelsior) ની લાવણી ગાઇ. સુભટમણિ જયમલ્લ ને ફત્તાની વીરવત્સલ વૃદ્ધ માતા તથા યૌવનશ્રીપ્રજ્જવલિત સિંહણપત્ની વીરાંગનાઓના નિજ પરિવાર સાથે જગતના સકલ ક્ષત્રિયવંશવિસ્તારના પરમ તીર્થગિરિ ચિતોડગઢ ઉપરથી ખુલ્લી તરવારે સમરાંગણમાં ઉતરે છે એ નાટક-પ્રયોગ કુમારિકાઓએ ભજવ્યો. માથે મુગટ પહેરી કર-વેલમાં સમશેર ધારી જગતને જીતવા મહામાયા વાઘેશ્વરી આવતી હોય ત્હેવી નવયૌવના રાજકુમારીના વીરત્વસ્વાંગે ઉષા પધારી ત્ય્હારે સભામંડપ ધન્ય ધન્ય શબ્દે ગાજી રહ્યો.

નગરનો ને વિશ્વોદ્ધારનો ગરબો હીંચ સાથે ગવાયો. ને પછી ઇનામ વહેંચાયાં. ન્હાનકડી બાલાઓને પહેલાં ઇનામ અપાયાં. કોઇએ એક લીધું, કોઇએ બે ઇનામ લીધાં. કેટલાક પ્રેક્ષકજનો ઉત્તેજન ને પ્રોત્સાહનની, તો કેટલાક વિવેક ને શિષ્ટાચારની, તાળીઓ પાડતા. શુક્કલા સમી મ્હારી બ્હેન આવી પોતાનાં ઇનામ લઇ ગઇ. પછી મહેતીજીએ નામ પુકાર્યું 'ઉષા.' વરસાદની ધારાઓ જેવી સહુની દૃષ્ટિઓ ઉષાની ઉપર વરસી. ઉષા ઉઠી, જાણે ચન્દ્રમા ઉગ્યો. ગગનમંડળના મધ્યમાં પધારે તેમ તેમ ચન્દ્રની ચન્દ્રિકા ખીલે છે એમ ઉત્સવમંડપના મધ્યમાં આવતી ગઇ તેમ તેમ ઉષાની તેજસ્વિતા ખીલતી વાધી. નાચતી ને નિ:શંક તે આવી; ત્હેને સભાક્ષોભ ન હતો. વિશ્વને વિભૂતિ આંજતી જાણે વાગીશ્વરી સ્વયં ઉતરતી હોય ત્હેવી તે કુમારિકા પધારી. બ્રહ્મપુત્રી વિધાત્રી હોય તેમ ત્હેણે સર્વપૂજ્ય દંપતીનાં ઓવારણાં લીધાં. એક–બે–દસ ઇનામ નગરલક્ષ્મીજીએ પ્રફુલ્લ વદને હસતાં હસતાં આપ્યાં, અને ઉષાએ પ્રફુલ્લવદને હસતાં હસતાં લીધાં. વળી એક વેળા ઓવારણાં વારી કૌમારસૌન્દર્યનો વિજયકેતુ જતો હોય તેમ તે ઉડતે ઓઢણે પાછી પધારી. ને તે પાછી વળી ત્હેવે જ રોકી રાખેલું વાદળ ઉલટે ને ગરજે તેમ સમસ્ત સભામંડલ—નર ને નાર, લોકવન્દ્ય સભાપતિ અને ત્હેમનાં પુણ્યપત્ની,—સહુની રોકેલી સાનંદાશ્ચર્યની વાદળીઓ ઉભરાઇ જઇને વરસવા લાગી, ને ધન્યવાદની ધારાઓ સાથે તાળીઓની મહાગર્જના ગાજી રહી. છતાં મ્હારા જીવનનો પરમ પ્રસંગ તો તે નહિ; પણ તે પછીનો હતો.

ગર્જનગૌરંભામાંથી સૂર્યકિરણ કો પ્રગટે તેમ ઉષાનું નયનકિરણ પ્રગટ્યું ને મ્હારી ઉપર ઢળ્યું. પોતાના ઉપર વર્ષતો ધન્યવાદ તે એક દગબાણ દ્વારા ઉષાએ મ્હારા ઉપર ઢોળ્યો. સદ્‌ભાવમૂર્તિ સભાધીશે ત્હેને ધરાવેલ પુષ્પ-મુગટનાં તેજ ઉતારી તે તેજમુગટ ઉષાએ એ દૃષ્ટિસેતુ ઉપર મ્હને પાઠવ્યો ને પહેરાવ્યો; અને કરસંપુટ કરી, સૂર્યકમલ નમે તેમ વદનમંડલ નમાવી, વન્દનથી મ્હને વધાવ્યો. મ્હારા જીવનની તો પુણ્યક્ષણ તે હતી.

તે દિવસે અમારા નગરના નાગરિકોની મહાસભામાં વિજયડંકો વાગ્યો કે કુમારિકાઓના બગીચામાં સર્વોત્તમ પુષ્પ ઉષા છે.



૪

# ચન્દ્રિકાને મન્દિરિયે

હમણાં હમણાં મ્હારે મન્દિરિયે જાદુ થતાં હતાં.

થોડાંક વર્ષો ઉપર અમારા નગરમાં એક ઘરનાં પીઢિયાંમાંથી બે આનીઓ વરસતી, જમવાના થાળ એક ખંડમાંથી બીજા ખંડમાં અદ્ધર ઉડતા, થાળમાંથી ભોજન-સામગ્રી અલોપ થતી ને આવતી. દિવસના પ્રકાશમાં તે બનતું, ને લોકસંઘનાં ટોળેટોળાં કૌતુકનયને તે નિરખતાં. છેક એવાં તો નહીં પણ કંઇક એવાં જાદુ હમણાં હમણાં મ્હારે મન્દિરે થતાં.

ને એ સહુને વાત્સલ્યનાં જાદુ મ્હેં પાછળથી જાણ્યાં.

એક દિન સ્હાંજરે રાજબાગમાંથી ફરીને આવ્યો તો ઓરડાની છટા જ અનેરી. વસ્તુઓ એની એ જ ને ત્યાંની ત્યહાં જ હતી, પણ કંઈક અવનવી શોભા જ સહુ ધારતી. પયોધરની પ્રથમ પયવર્ષા પછી ધોવાયેલાં વૃક્ષોની કુંજ જે નવશોભાથી શોભે છે એવી મ્હારા ઓરડાની કુંજ મેલ-ધોવાયલી શોભતી હતી. કાંઇ સ્હમજાયું નહિ, પણ ધાર્યું કે નયનમાં રાજબાગનું તેજ ભરેલું છે તે ઠલવાતું હશે.

બીજે દિવસે મ્હારાં પુસ્તકો સુવ્યવસ્થિત ને રજનિર્મલ દીઠાં. હું અજબ થયો. નોકરને પૂછયું, ત્હેં ગોઠવ્યાં છે? તો કહે ના. બ્હેને ગોઠવ્યાં હશે એમ ધારી લીધું;

કારણ કે અક્ષરજીવન મહાગ્રન્થોને તો આપણે નિર્જીવ લેખીએ છીએ ને ?

હમણાં હમણાં મ્હારે મન્દિર સ્હવારનાં સૂર્યતેજ વ્હેલાં આવે છે, ને રાત્રીનાં ચન્દ્રતેજ વધુ રોકાય છે; જાણે એ દેવોનાં યે તે જાદુને અનુમોદન હોય ને ! મ્હેં ધાર્યું કે વાયુરાજે બ્હારીબારણુંના પડદા ખસેડ્યા હશે. સૂર્યચન્દ્રનાં જાદુ ઓછાં પડ્યાં તે અનિલદેવને યે આમન્ત્ર્યા. પણ ગોખમાંની વેલ છાંટેલી ને સમારેલી હતી તે શું કામ જોવું ?

કેટલીક વાર માનવી કલ્પે છે પહેલું, ને દેખે છે પછી.

મ્હારાં કપડાંની છટા યે વધતી ચાલી. મ્હેં તો તે વિલોકયું ન હતું; પણ એકે ટોળ કરી કે રાજબાગમાં હમણાં હમણાં બહુ જાઓ છો ત્હમાં કે ? ઘેર ધોબી રાખવા માંડ્યો કે શું ? ત્ય્હારે મ્હેં જોયું કે મ્હારાં નિત્ય-વસ્ત્રોમાં સુઘડતા પ્રકાશતી હતી. બ્હેનને પૂછ્યું, તું અસ્ત્રી કરે છે ? તો કહે ના, સૂર્યનાં કિરણ કરી જતાં હશે; નહીં તો કપડાં ચળકે કંઈ ? મ્હેં કહ્યું, ગાંડી થઈ છે કે ગાંડો ધારે છે ? તો કહે, ડાહ્યાંડમરાંઓ યે ગાંડાં થઇ ઘેલાં કહાડે છે.

હમણાં હમણાં જ્યોતિષિ જેવા ને ડેલ્ફીની દેવીના જેવા તે ઉત્તરો આપતી.

ખરેખર, હવે જાદુના ભેદ ઉંડા ને અગમ્ય લાગ્યા.

એક દહાડો તો હદ વળી. મ્હારા ગજવારૂમાલમાં, મ્હારા લેખનપાટ ઉપર ને મ્હારા ઓશીકામાંથી, જાણે તે

ફૂલછોડ હોય તેમ, મોગરાની સુગન્ધ ફોરતી. હું ચમક્યો કે મ્હારે ઓરડે અત્તર કેવાં ? બ્હેનને અત્તરનો શોખ જાગ્યો હશે, ને ત્હેનાં કપડાં ભેળાં મ્હારાં કપડાં ધોવાયાં હશે એમ ધારી મન વાળ્યું. પણ લેખનપાટ કાંઇ વસ્ત્ર ન હતું કે ધોવાવા ગયું ન હતું, એ વાત તો વીસરી જ ગયો. કેટલાક કારણવાદી ઉતાવળિયા આમ પોતાને યે છેતરે છે.

પછી એક દહાડો એ જાદુનો ભેદ ભાગ્યો: ને કામણટુમણ કરનારી તે કામણગારી પકડાઇ ગઈ.

બપ્પોરે બપ્પોરે મ્હારા પિતાની પેઢીએ હું જતો, અને શિખાય તે શીખતો ને અનેકદિશ અસ્થિર ચિત્તવ્યગ્રતાને લીધે થાય તે કરતો. નવા નિશાળિયા જેવો હું પેઢીએ જતો આવતો. પણ તે દિવસે તો રાધિકાજી વૃન્દાવનમાં પધાર્યાનો મન્દિરમાં ઉત્સવ હતો. પિતા મહાજનમાં પધાર્યા, ને હું ઘેર ગયો. લતાકુંજને આંગણે વૃષભાનદુલારીના થંભ્યા હતા તેમ ગૃહકુંજના ઉમ્બરમાં જ મ્હારા ચરણો થંભી ગયા. ઘરના ચોકમાં એ કોણ હતું ? મ્હારા જ રૂમાલની ગડી એ કોણ વાળતું હતું ?

ખરે બપ્પોરે ચોકમાં ચન્દ્રમા ચાલતો હતો.

બહેને મને દીઠો ને કહ્યું, આવ.

કેટલાક માનવી યે અવળચંડા જ હોય છે ને ? મન કહે જા. બહેને કહ્યું આવ: ત્યહારે હું નીચે નયને ઉપર મ્હારે ઓરડે ચાલ્યો ગયો

મ્હારી બહેન ઉષાના જ વર્ગની હતી, ને ઉષાની

સખી હતી. ઉષાનો નંબર પહેલો હતો; બ્હેનનો નંબર બીજો હતો. ઉષા સૂર્ય ગૂંથતી તો બહેન ચન્દ્ર ગૂંથતી. ઉષા સુવર્ણ-રંગી હતી, તો બહેન રજતવર્ણી હતી. કન્યાશાળામાં ઉષાને ઇનામો મળતાં થયાં ત્ય્હારથી પરસ્પરનો સખીભાવ વસન્તની બહાર સમો ખીલ્યો હતો.

એક પુષ્પલતા બીજીની મહેમાનીએ પધારે તેમ ઉષા આજ ત્હેની સખીને ત્ય્હાં પધારી હતીઃ જાણે જમનાજીને ત્યાં ગંગાજી પધાર્યાં.

વસ્ત્રોની ગડી વળાઇ રહી કે મ્હારી માતાનો આજ્ઞા-ટંકાર થયો. ચન્દ્રી ! સ્હાંજને માટે આ ચોખા વીણો, ને ગોરસીમાંથી દહીં કહાડો.

મ્હારી બહેનનું લાડસ્હોયું હુલામણું નામ ચન્દ્રિકા હતું. ને મ્હારી માતનો નિયમ હતો કે રજાને દિવસે સાવ નવરા બેસવાથી બાલિકાઓને આળસ વ્હડે છે માટે કામ, પછી રમવું.

પણ એ જ આ ઉષા ? વૃક્ષના લતાપલ્લવની જાળીમાંથી કુંજઘટામાંનો કલાપીનો કલાકલાપ કોઇ નિહાળે તેમ મ્હારા મન્દિરની જાળીમાંથી ઉષાને હું નિહાળતો હતો. એ તો સિંહણ હતી, આ તો ગાય છે; એ તો ઉત્સાહ ને આહ્‌લાદની સ્વતંત્રતા હતી, આ તો ડહાપણ અને શાણપણની સુશીલતા છે; એ તો કૌમારની ચપળાનું વિલોલ લાલિત્ય હતું, આ તો પ્રૌઢાની જ્યોત્સ્નિકાનાં ઠરેલ ગાંભીર્ય છે. એ જ આ ઉષા હતી કે નહીં ?

ઓરડાની ઓસરીમાં બેસી થાળ ભરી નિરાંતે ચોખા

વીણુતી એ જ એ ઉષા હતી; જાણે કિરણના કણુમાંથી યે કાંકરા કહાડતી હોય ને?

હરિણી આજ ઘરમાં હંસી બની હતી.

પણ તે આશ્ચર્ય છે? ગૃહભાવ એવા જ છે; તરલને ગંભીર ને ચંચળાને શાણાં કરે છે. કુદરતમાં નથી જોયું એવું? એક પગલે ત્રિલોકગામિની વિરાટની વડી પુત્રી વિદ્યુલ્લતા ગૃહમન્દિરમાં જઇ ખંડેખંડે અજવાળાં કરે છે ત્ય્હારે કેવી ચન્દ્રિકાના જેવી ડહાપણવન્તી શોભે છે? ઉષાની બ્રહ્માંડપ્રકાશિની વિશ્વવિહારિણી વીજળી અત્ય્હારે ગૃહમન્દિરમાં જ્યોત્સ્નાનાં અજવાળે પ્રકાશતી. કૌમારની વિલોલ મીટમાં વત્સલતા પ્રગટે છે ત્ય્હારે તે નેત્રપલ્લવીમાં સ્થિર અજવાળાં ઉઘડે છે. નગરના ચોકમાં થનગનતી ને હરિણફાળ ભરતી ઉષા! તે જ આ ગૃહમન્દિરના ચોકમાં ગણી ગણીને હંસપગલાં માંડતી ઉષા હતીઃ જાણે ચોકમાં કમળની પાંદડીઓ વેરીને વીણુતી હોય ને!

સૂર્યતેજ અગાશી ને ચોકના ઉઘાડમાં પ્રચંડ તપે છે, પણ ઓશરી ને ઓરડામાં તો ત્હેની સુકુમારતા જ પ્રકાશે છે. ગ્રીષ્મમાં શીતળ ને શિશિરમાં ઉષ્માવન્તી ગૃહમન્દિરની પરસાળો હોય છે, ને ત્હેવા જ રહેજો ચિરકાલ ગૃહમન્દિરના તે ગૃહભાવ.

કેટલીક સુન્દરીઓ બગીચામાં ને નગરચોકમાં, ઉત્સવપરિધાનમાં ને સમારંભમંડપોમાં જ સુન્દર શોભે છે; પણ ઘરના ઉમ્બરની અન્દર ત્હેમની શોભાની ઓઢણી મેલી પડે છે; ને સૌન્દર્યના રંગ ઉપટી જાય છે. ફૂલડાં અને ફૂલ-

વાડીઓમાં, ઉત્સવશણગારમાં ને નિત્યવસ્ત્રોમાં, ગૃહભાવમાં ને ગૃહકામમાં, ચન્દ્રની પ્રત્યેક કલા સુન્દર છે તેમ, ઉષાના સૌન્દર્યની યે સર્વ કલાઓ સુન્દર જ શોભતી.

ગૃહમન્દિરમાંના ગોખમાં ડહાપણના દરિયા સમી કેવી ગૃહદેવી જેવી તે વિરાજતી હતી ! અસુરોને જીતતા વિજયધ્વજ જેવું જગતમાં જે ફડફડાટ ફડકતું હતું તે ઓઢણાની મન્દિરમાં સ્હોડ સંકેલેલી હતી. ગગનના અન્ધકારમાં યે અજવાળાં પાડતાં જે નયનત્રિશૂળ વીરત્વપ્રભાથી ઉછળતાં હતાં, મન્દિરનાં સિંહાસનમાં તે નમેલાં ને ઢળેલાં હતાં. વનવનમાં વાઘેશ્વરીના જે વાઘ શાર્દૂલવિક્રીડિત ક્રીડા કરતા રમતા હતા, મન્દિરમાં તે સસલા સમી સુશીલતાથી લપ્પાઈ વિરાજતા હતા. જગદંબાના જેવી જ જગદંબાની કુંવરીઓ છે, ને ઉષા યે એવી હતી.

ભરી ભરી વાદળી વરસે ત્હેવી ધીરગંભીર ઉષામાંથી વાત્સલ્યની ધારાઓ આજ વરસતી. કૌશલ્યાને મન્દિરે જાનકીજી પધાર્યાં હોય ત્હેવી મ્હારી માતાની ઓશરીમાં ઉષાની એકશિખ જ્યોત ઝગમગતી.

વળી માતાનો પ્રશ્નપડઘો ગૃહમન્દિરના ચોકપ્રાંતમાં ગાજ્યો. ચન્દ્રી ! પૂછ જો ભાઈને; ચ્હા કય્હાં પીશે–અંહી કે ત્ય્હાં ?

'અંહી' ને 'ત્ય્હા'ના ભેદ મ્હારે કય્હાં સૂધી પાળવા પડશે ? ઈચ્છા 'અંહી'ની હતી, ને ચ્હા 'ત્ય્હાં' પીધી. દૂરથી વાંછતો, ત્હેની સમીપ ન જ ગયો: મ્હારા અન્તરનાં પાનાં ઉઘડી જવાના ભયથી હું માતાની ઓશરીમાં ન

ગયો. ચન્દ્રિકાને ના કહી, ને ના કહ્યા પછી એ મ્હારા અવિવેક અને કોઈકના આશાભંગને કાજે પસ્તાયો. પ્રાયશ્ચિત્ત કરવા જાણે પીતાં પીતાં અડધી ચ્હા ઢોળી ને અવશેષ રહેલ અડધનો ઘૂંટ ભર્યો તો જાણે અમૃત !

"જાવ હવે, બહુ કામ કર્યું, રમો. ઉષા ! આવજે હો ! માતાની વળી આજ્ઞાઘંટા વાગી; મ્હારા અન્તરને જાણે હથોડા વાગ્યા. ઉષા ગઈ કે શું ? જીવનની પળેપળ જીવન પેઠે ઝંખતો તે મન્દિરે પધારી ત્ય્હારે દર્શને ન ગયો, પણ ત્હેને જતી જોવાને હું ઉઠયો. પશ્ચાત્તાપને નયને બ્હીતાં બ્હીતાં જોયું તો—ના; એ તો પડોશમાં એક માંદુ હતું ત્હેને જોવા માતા સિધાવી. ઉષા ને ચન્દ્રી તો સ્હડયાં ચન્દ્રિકાને મન્દિરિયે.

મ્હારા શ્વાસોચ્છ્વાસ હેઠા બેઠા, ને ધરતીકંપ જેવો અંગનો ભયકંપ પણ ધીરેધીરે વિરામી ગયો. હૃદયની ફફડતી પાંખો સ્વસ્થ થઇ, ને જીવમાં જીવન આવ્યું.

આરતી પહેલાં પડદા પડે છે તેમ ગૃહમન્દિરમાં થોડીક વાર તો શાન્તિના પડદા પડયા. પછી ઘંટડી સમી પિયાનાની છૂટી છૂટી શબ્દમાલા ચન્દ્રિકાને મન્દિરેથી સંભળાવા લાગી. ઉષાના તે દિવસના વાંચન જેવું પિયાનાનું સ્વરોચ્ચારણ સ્વચ્છ મધુરૂં ને સુકુમાર હતું. ચન્દ્રિકા ગાતી હતી, એટલે ઉષા જ વગાડતી હતી ને ?

સખિ ! નટવર વસન્ત થેઇ થેઇ નાચી રહ્યો:
નાચી રહ્યો, જગ નચાવી રહ્યો:
સખિ ! નટવર વસન્ત થેઇ થેઇ રહ્યો.

પિયાનાની રમઝટની તરંગમાલા મ્હારા ખંડમાં ને અન્તરૂખંડમાં ગાજતી ઉછળતી. જાણે મેનાઓ ઉડતી ઉડતી આવીને ઉરમાં ટહુકી જતી હોય ને! ચન્દ્રિકાએ તે અશ્રુમતીનું વસન્તગીત જમાવ્યું.

કોયલ મધુર મોરલી બની, નાચે નટવર ક્હાન—

ઉષા ને ચન્દ્રિકા કિલકિલાટ હસી પડયાં; જાણે સોનૈયા ને રૂપૈયા વેરાયા. ગીતકલ્લોલથી યે તે કલ્લોલિનીઓનો હાસ્યકલ્લોલ વધુ મદભર હતો. મ્હને નચાવતી સખીઓ કૌતુકના શા સન્કેતભાવથી હસી તે ત્ય્હારે તો મ્હને ન સમજાયું. પણ ઉષાએ ચન્દ્રિકાને એટલું કહ્યું તે સાંભળ્યું કે આવો, મ્હારાં કોયલ રાણી!

એ ગીત એટલેથી રહ્યું, એ હાસ્યનાં મોજાં શમી ગયાં, ને ગીતલ્હેરી પાછી જાગી. ઉર્મિઓ વિનાની સરિતા દીઠી છે? એ રસસરિતાઓનો સંગમ હતો, ત્ય્હાં એ રસઉર્મિલાઓની ઉર્મિઓ ક્ય્હાંથી વિરામે? આ વેળા ઉષા ગાતી, ને ચન્દ્રિકા વગાડતી હતી.

ઉષાએ કૃષ્ણચન્દ્રની બંસીનું ગીત ઉપાડયું; ને એ દેવમધુરી બંસીના જેવા જ કંઠથી ગાયું.

જમનાને કાંઠડે રે કાનડ! ત્હારી બંસી બજે:
બોલે બોલે તે કાંઇ બંસરીના મદશોર જો!
ડોલે ડોલે તે કાંઇ આંખડલીના મોર જો!
જમનાને કાંઠડે રે કાનડ! ત્હારી બંસી બજે:
જીવનના જલમાં રે વ્હાલમ! ત્હારી બંસી બજે,

આયુષ્યભરમાં એક જ વાર જે ટહુકાર ગાજે છે તે આજે ગાજતો હતો. જીવનનાં જલમાં જે બ્રહ્મબંસરી બોલે છે ત્હેના બોલ આજ સંભળાતા હતા. ઉષા એ હલકથી ગાતી હતી.

પણ વીજળીનો સળગતો દીપ જેમ એકાએક હોલવાઇ જાય ને મોગરો યે ન રહે, તેમ તે સંગીતપ્રકાશ હોલવાયો. પિયાનાની તરંગમાલા ઓચિન્તાની તૂટી ગઇ, ઉષાની મિઠ્ઠી મિઠ્ઠી દેવકોકિલની માધુર્યધારાઓ ઓચિન્તાની અટકી ગઈ.

શું બન્યું તે ત્ય્હારે તો મ્હને ન સ્હમજાયું.

થોડીક વારે ઉડતી પંખિણી સમી ચન્દ્રિકા દોડતી મારા ખંડમાં આવી ને કહ્યું: ભાઇ, ચાલ; પિયાનાની કળ સુધારી આપ.

આવકાર ને આદર ન્હોતા માન્યા, પણ આજ્ઞા પાળી; ને ચન્દ્રીની સાથે હું યે ચન્દ્રિકાને મન્દિરિયે ગયો.

આખરે હું હાર્યો, ને ચન્દ્રિકા જીતી. પણ તે મ્હેં પાછળથી જાણ્યું.

પ્રિયતમાની સાન્નિધ્યમુક્તિના પ્રથમાનુરાગ તો સહુ પ્રિયતમે અનુભવ્યા ને જાણ્યા છે. કોણ કહેશે કે ત્હેનાં વર્ણન શક્ય છે? તું અનિરૂદ્ધ હો વા ન હો, પણ ત્હારી ઉષાને ત્હારાં સ્વપ્નાં આવ્યાં, ને પછી ત્હારો હિન્ડોલ ત્હેનાં રસભવનમાં સંચર્યો ત્ય્હારે શું તું તન્દ્રાનિદ્રા સમાં ઘેનમાં ન હતો? ઉપનિષદો કહે છે કે બ્રહ્મદર્શનથી પરમ મૌન પ્રાપ્ત થાય છે. એ હો કે ન હો: મ્હને તો બ્રહ્મદર્શન

વીજળીના ચમકાર જેટલાં નિમિષ માત્ર જ થયાં છે. પણ ઉષાદર્શને તો મ્હને અદ્‌ભુત સાનન્દાશ્ચર્યનાં અજબ મૌન જ પ્રાપ્ત થયાં હતાં.

અવિવેકી જેવો હું વિવેકવાર્તા યે વીસરી મુંગો મુંગો ગયો, પિયાનાની કળો ઉપર ઉષાની આંગળીઓ હતી, ત્હેનાં વિદ્યુત્‌બાણુ ઝીલતાં ઝીલતાં મુંગાં મુંગાં કળ સુધારી, ને મુંગો મુંગો જ સરવ જેવો ઉભો. **मौनं मौर्ख्यस्य लक्षणम्** એ ઋચા ખરી હશે ?

રસગંગાને કાંઠડે ઉભેલો હું ગંગાજળ નહોતો પીતો.

અન્તર ઉભરાતું હતું, પણ ઠલવાતું નહીં. આત્મા બોલતો, પણ જીભ જડ હતી.

ચન્દ્રિકાને મન્દિરિયે પ્રવેશતાં જ અમારાં નયનકિરણો મળ્યાં હતાં, બોલ્યાં હતાં. તે નયનયોગને સમયે જ સૃજનજૂની વાર્તા કીકીઓએ કરી લીધી હતી. મ્હારૂં હૈયું ઉછળતું તેમ ભમરાની હાર જેવી ઉષાની ભમ્મરો ઉછળતી ને ડંખતી. પવનલહરીમાં ત્હેની એક લટ ઉડતી હતી: જાણે ચન્દ્રમા ઉપર સુરેખ વાદળીની કલગી ફરકતી.

મ્હારી હોશિયારી છટા વિવેક સુજનતા સદ્‌ગૃહસ્થાઇનાં સર્વ અંગ સરી પડયાં. સિંહને મન્ત્રમુગ્ધ કીધો હોય ત્હેવો હું દર્શનમુગ્ધ ઉભો. અવાચક જેવો હું મ્હને જ લાગ્યો, એટલે પગલાં પાછાં આદર્યાં.

ગહનતાને વાચા આવી હોય તેમ ઉષા બોલી: બેસશો નહીં ?

એ શબ્દોમાં વિનંતિ નહીં, પણ આજ્ઞા હતી. હું બેઠો.

મ્હને પરિસ્વેદનાં બિન્દુ ટપક્યાં. નમતા પહોરનો કુમળી ઉષ્માવન્તો તડકો ઉષાના અંગ ઉપર ઢોળાતો. ઉષા બેઠી હતી તે જાણે ગુલાબના ફૂલની માળાઓનો ઢગલો પડ્યો ન હોય !

ચન્દ્રિકાએ કહ્યું: એ ગીત ગા, ઉષા ! તું રચતી ને હું શીખતી હતી તે. તું ગા, હું વગાડું છું.

ચન્દ્રિકાની આંગળીઓ, નાચતાં કિરણો સમી, પિયાના ઉપર રમવા માંડી. ઉષાએ વાતાવરણ ડોલાવ્યું, ને એ ગીત ગાયું કે જે ઉષા ને ચન્દ્રિકા રચતાં હતાં, ને શીખતાં હતાં. ત્હેનું એક ચરણ મ્હારી કને ચન્દ્રિકાએ સુધરાવ્યું હતું.

અહો રાજ ! અમે રે પંખીડાં ગરમ દેશનાં.
વાય હિમવતા વાયુ,
ત્હેમાં લાંબાં ટૂંકાં આયુ:
રાજ ! અમે રે પંખીડાં ગરમ દેશનાં.
અહો રાજ ! અમારા દેશોમાં સૂરજ શોભતા;
રૂડી કેસરિયાળી ટશરો,
એની ઉમંગભરી અસરો;
રાજ ! અમે રે પંખીડાં ગરમ દેશનાં.
અહો રાજ ! અમારી વાડીમાં ફૂલો ફોરતાં;
ખીલે કળી મધુર મધુર,

એવાં ખીલે મીઠાં ઉર;
રાજ ! અમે રે પંખીડાં ગરમ દેશનાં.

અહો રાજ ! અમારી શિતોષ્ણ હવા ઉજ્જવળી;
મંહી તેજના તરંગ,
એવા આત્માના ઉછરંગ:
રાજ ! અમે રે પંખીડાં ગરમ દેશનાં.

ધીમી હલકે ખંડ ભરીને ઉષા ગાતી હતી: જાણે ઊંડી અન્તર્ગુહામાંથી કોકિલા બોલતી હોય ને ! કોઇને જેમ ધીરે ધીરે સિતાર વાગે તે ગમે છે; કોઇને ભાસ્કરનાં પ્રભાજ્જવલ્ય કરતાં ચન્દ્રરાજની શીતલ મૃદુ ચન્દ્રિકા વધારે રૂચે છે: તેમ ઉષાનો તે મૃદુમંજુલ ધીર સ્વર, ધીમી ગેબી અનિલલહરી સમો, વહતો ને મ્હને ગમતો.

હું તો ગીતમુગ્ધ મોહમૂર્છામાં જ પડયો હતો, ને અમૃતનાં સ્વપ્નાં અનુભવતો.

અને ગીત પૂરૂં થતાં થતાં તો ઉષાને ઉધરસ આવી. ઘૂંટી રાખેલો ઉચ્છ્વાસ ઉછાળે ચ્હડયો. ચન્દ્રિકા પાણિયારે પાણી લેવા ગઇ, તો કૂજો ઢળી ગયેલો હતો. 'કાંઇ નહીં, ભરી લાવું છું' કહી મેના જેવી કલ્લોલતી ઉડી, ને ચોકને પાણિયારે જલ લેવા સંચરી.

રસની ડાળે પહેલી વાર બેલડીએ બિરાજ્યાં હતાં એ ભાવો તો યાદ છે ને ?

અમારે એ સમય હતો કે જ્યહારે સૂર્ય ને ચન્દ્ર સ્હામસ્હામા જાણે આવી વિરાજ્યા હોય.

અમારા અંગોમાં વીજળીઓ વહેવા લાગી, ને કુંપળો સમી રોમરાજી ફરકવા માંડી.

ઉષાએ પૂછ્યું, નહિ જ બોલો ?

હું ઉઠ્યો–ને બેઠો–ને ન બોલ્યો. લજામણીની ખીલેલી પાંદડીઓ અડતાં બીડાઇ જાય એમ મ્હારા ઉરની પ્રફુલ્લતી પાંખડીઓ સ્હેજ વાર તો સંપુટ વાળી ગઈ.

આકાશનું યે ઊંડાણ ઓછું પડે એટલા ઊંડા મ્હારા ભાવ રમતા; એટલે એ ઉરઆકાશમાં શબ્દ સમાઇ જતો, ને ઉષા એ મૌનને જ સુણતી.

એક મુગ્ધાથી યે હું વધારે મુગ્ધ હતો.

તે એ સમય હતો કે જ્ય્હારે પ્રભાતનાં અજવાળાં દિવસના મહાસાગરને મળે છે. ઉષાનાં ને મ્હારાં ઉરનાં અજવાળાંના મહાસાગરનો સંગમ થતો મને લાગ્યો. ક્ષિતિજ ઉપર અમ્ભોધિમાં આભ ઉતરી ડૂબે છે એમ મ્હારાં ઉર-વ્યોમ ઉષાના મહામ્ભોધિમાં ડૂબતાં ભાસ્યાં.

મ્હારા ઘર પાસેના મન્દિરમાં ઉત્થાપનની નોબત વાગી, ને એક ભક્તે ભજન આદર્યું.

આવો પ્રીતમ ! કરિયે વાતું,
નમો વિના નથી રહેવાતું;
આવી છે એકાન્તું રે,
માવા ! મન્દિર વહેલા આવજો હો જી.

ઉત્થાપનની એ નોબતે મ્હને જગાડ્યો, ભક્તના એ ભજને મ્હને પ્રેરણા પાઇ, આત્મવાન કીધો.

હું જાગ્યો, ઉઠયો ને વરદાન પામ્યો.

એ ગીતે અમારા અન્તરના પડદા ચીરી નાંખ્યા.

સિંહાસને દેવી જેવી ઉષા વિરાજતી હતી. પ્રેમવન્દના કરવા હું ઉઠયો. હું શું કરત એ તો મ્હને આજે યે ખબર નથી. પણ મને ઉઠતો નિરખી ઉષાએ ઉઠી, ને મ્હારા પ્રસારેલા બન્ને હાથ પોતાની કરલતાઓમાં ઝીલી લીધા. ફૂલની પાંખડીમાં ફૂલની પાંખડીઓ ગૂંથાય ત્હેવા અમારા કરતલ ગૂંથાયા. એક પુષ્પની સુવાસનામાં બીજા પુષ્પની સુવાસના ઢોળાય એમ અમારાં દૃગતેજ પરસ્પરમાં ઢોળાઈ રહ્યાં. ઉષા કિલકિલાટ હસી પડી.

ધબડ ધબડ દાદર ચ્હડી જયપડઘમ વગાડતી જેવી ચન્દ્રિકા આવી, ને તે યે કિલકિલાટ કલ્લોલી રહી, ને હસી.

ચકિત થઇ, અનિમિષ નજરે એ બન્નેને વીંધતાં, મ્હેં કહ્યું: ઉષા! ઉષા?

હાસ્યનાં મોજાં ઓર ઉછળ્યાં. તે બોલી: ઉષાની ઉર્વશી નથી થઇ ગઇ. ઉષા આ રહી: ઉડી નથી ગઈ, ઓગળી નથી ગઇ. બોલો: જોઇતું હોય તે સર્વસ્વ માગો કે લ્યો.

ઉષાને ને ચન્દ્રિકાને વળી હાસ્યની ભરતીઓ આવી.

ટકોરા જેવા સ્વચ્છ શબ્દે ચન્દ્રિકાએ કહ્યું: લોક કેવા છેતરાય છે? ભાઈ તો એમ જ ધારતો કે કોઇ સ્હમજતું ય કે જાણતું ય નથી. શું બોલે? કંઇ કાળથી ત્હેનાં કારસ્થાન તો બોલી રહ્યાં છે.

મ્હેં કહ્યુંઃ ત્ય્હારે ત્હમે જાણો છો ?

ઉષાએ કહ્યું: મ્હને પ્હેલ્લું ઈનામ આપ્યું ને અંગુલિના અંકુર ફરક્યા તે તિથિથી.

મ્હેં કહ્યું: ત્ય્હારે આજનું નાટક ?—

ઉષાએ કહ્યુંઃ એ તો ચિત્રલેખાએ અનુરુદ્ધનો હિન્ડોળ ઉષાને સોંપ્યો. જાગો હવે સ્વપ્નાંમાંથી ને પધારો રસના સત્યલોકમાં, મ્હારા અનિરુદ્ધ !

એમ કહી મ્હને કુંકુમનાં છાંટણાં છાંટયાં.

મ્હારી આંખ સદાની ઉઘડી ગઈ, ને મ્હારાં ઉત્થાપન સદાનાં થયાં.

ઉષાને ને ચન્દ્રિકાને તો હસવાની ભરતીઓ આવ્યે જ જતી હતી. ભરમ ફૂટી ગયો જાણી હું યે ખડખડાટ હસી પડયો. ઉઠયો, ને જલભર્યો મેઘ તેજભરી વાદળી પાસે જાય તેમ હું ઉષા કને ગયો. પલ્લવમાં પલ્લવની કળીઓ બીડાય તેમ અમારા કરસંપુટ બીડાયા. ફૂલહારમાં ફૂલહાર ગૂંથાય તેમ અમારી કરવેલો અમે ગૂંથી. ચન્દ્રિકાએ અમારાં ઓવારણાં લીધાં. હેતવાત્સલ્યનાં ને કુટુંબભાવનાં જાણે હોય ત્હેવાં, મધુરાં ને સુકુમાર, અમારાં ભાવિને જાણે પ્રકાશતાં હોય એવાં, ત્હેનાં હાસ્યનાં અમૃતઅજવાળાં અમારા ઉપર પ્રકાશતાં હતાં.

❦

૫

# વડમાલાના જૂથમાં

વિશ્વને અશ્વત્થ કહેલ છે, પણ વડલો કહેલ હોત તો રૂપક વધારે શોભત ને વધારે સત્યપ્રકાશક થાત કે નહિ?

નગરને કાંઠડે વડની પંચવટી હતી, ને તે પંચવટીમાં મિઠ્ઠા જલની પાતાલતલ વાવ હતી. નગરની સન્નારીઓ ત્‍હેનાં જલ ભરી જતી, ને નગરજનોને પાતી.

સ્‍હવારે સ્‍હવારે એ પંચવટીના જલકૂપ ઉપર ત્રિયારાજ્ય જામતું. સુન્દરીઓની પ્રતિનિધિસભા ભરાતી, ને નગરચર્ચા થતી. જલ, જલનાં બેડલાં, જલહેલવન્તી પનિહારિઓનાં વિશ્વરંગી વસ્ત્રો ને બ્રહ્મરંગી વદનો, પંચવટીનો ઘોરંભો, ને એ ઘોરંભામાં ડોલતા–ચમકતા ઘેરા લીલમલીલા પત્રગુચ્છઃ એ સર્વ ઉપર સ્‍હવારનો બાલસૂર્ય જ્‍હારે પ્રકાશતો ત્‍હારે તે સહુના અન્તર્ભાવ સ્‍હવારના પ્રકાશ જેવા જ ખુલ્લા થતા.

એ જ પંચવટીમાં સ્‍હાંજરે નગરની કુમારમંડલિ મળતી. કુમારો વડની અટારીઓમાં બેસતા ને બંસી વાતા. કોઇક રામચન્દ્રજી સમા શોભતા, તો કેટલાક લક્ષ્મણજી જેવા યે વિરાજતા. અંગદ, હનુમાનજી, સુગ્રિવ, જાંબુવાનઃ પંપા સમી વાપિકાને તીરે સુમેરૂ સરિખડા વટશિખરે રામસેનાની ત્‍હાં વીરસભા યે મળતી.

સ્હાંજનાં કિરણો વડના ગોખમાં અજવાળાં પરોવતાં, ને તેજના મુગટ ને હાર કુમારયૌવનને પ્હેરાવતા તે સમયે પંચવટીની અટારીઓ રસિકોની રસજ્યોતથી ઝળહળતી.

એ એક યમનો પહોર હતો; ને મ્હને તે યાદ છે. ચન્દ્રિકાને મન્દિરિયે ઉષા પધારી તે પછી કેટલેક દિવસે તે ઘેરી સ્હાંજના પડછાયા પથરાયા હતા.

હું યે તે દિવસે મદોન્મત્ત હતો; પણ તે તો કુમ્ભસ્થળમાંથી મદટપકાં નીતરતો જ ઘેર સિધાવ્યો.

તે દિવસે ચન્દ્રિકાને મન્દિર અમારા આન્તર ઘૂંઘટના પડદા ઉઘડી ગયા એ પછી ઉષાનો દેહબહાર ઓર ઉઘડતો થયો. હિમાલયનાં હિમ પીગળતાં નાડીઓમાં રૂધીરની ભરતી ઉભરાણી. ઉષાની વેલને પાંદડે પાંદડે જાણે કળીઓ બેઠી, ઉષાની વીજળીને અવયવે અવયવે જાણે દીપક પ્રગટયા. પ્રિયતમના પ્રથમ સ્પર્શ પછી પ્રિયતમાનો જે રસ વિકાસે છે તે ઉષાનાં સ્થૂલ ને સૂક્ષ્મ બ્રહ્માંડમાં વિકાસવા લાગ્યો: જાણે કેસર ને કુંકુમે આલેખેલો મ્હારો સૌભાગ્યગ્રન્થ ઉઘડતો હોય ને !

અણદીઠી વસન્ત વિશ્વમાં ઉતરે ને વૃક્ષ ને વેલી ફૂલડે મ્હોરે, એવું ઉષાને દેહવિશ્વે થયું.

લોકહિતચિન્તક જનનાયકની સૂક્ષ્મ દૃષ્ટિએ કુમારિકાઓનો બગીચો નિરખી લીધો, ને મ્હારા પિતાને સ્વહસ્તાક્ષરનો એક અનુગ્રહપત્ર પાઠવી ઇનામમાળાનું ખર્ચ નગરભંડારમાંથી આદરવાનું ફરમાન નગરસભા પાસે ફહડાવ્યું તે પછી ઉષાની શાળામાં જવાનું મ્હેં બહુ ઓછું

કર્યું. બ્રાહ્મણભાવનાવન્તા શારદામન્દિરના તે નવીન આચાર્યની એ પ્રતિષ્ઠા લોકવાયકામાં સારી જામી હતી, એટલે મ્હારો કર્તવ્યભાર ઉતરેલો મ્હેં માન્યો. અમારા પ્રજાપ્રમુખ કહેતા કે સમાજનેતાઓએ તો શ્રી કૃષ્ણચન્દ્રની પેઠે સારથીધર્મ પાળવાના છે, લગામ ઉપર હાથ રાખવાનો છે, દિશાસૂચન કે ગતિપ્રેરણા કરવાની છે. અમલદારના અશ્વોને તો પોતાના જ બલથી દોડવા દેવાના છે.

પછી ઉષા ચન્દ્રિકાને મન્દિરિયે ઉત્સવે ઉત્સવે આવતી, અને આવતી ત્ય્હારે ખડખડાટ હસતી. માનવી માને છે કે હૃદય ઢંકાયેલું છે તેમ હૃદયના ભાવે ઢંકાએલા વસે છે. પણ ઉષા કહેતી કે પ્રિયતમના હૃદય જેવું તો પ્રિયતમાને પુસ્તકે સ્પષ્ટ વંચાતું નથી. ઉષાને વહનપાટે ઉષાની અન્તરોર્મિઓની સકળ અક્ષરમાળ મ્હને યે અનાયાસે ઉકલતી.

એ આંખડી અમે પામ્યાં હતાં કે જે વણલખ્યા અક્ષરમન્ત્ર વાંચે છે, હૃદયના તામ્રપત્ર ઉકેલે છે.

મ્હારા ખંડમાં પૂર્વે પ્રગટેલાં ઉજાસ ને સૌન્દર્ય ઉષાને રસપગલે પ્રગટતાં હતાં તે હવે મ્હને સ્હમજાયું. ચન્દ્રિકાએ મ્હને શીખવ્યું કે પિયાનાની કળ સહજમાં શી રીતે બગાડાય. મ્હેં બન્નેને શાસ્ત્રીય પદ્ધતિએ સિદ્ધ કરી દાખવ્યું કે મહામાયાની પુત્રીઓની કેળવણીનો મહાપ્રશ્ન મ્હને માત્ર તે બન્ને કરતાં જ ઓછો વ્હાલો હતો. મ્હારી સમર્થ દલીલો સાંભળી તેઓ સ્મિત કરતાં, મ્હારી ગંભીર મુખમુદ્રા નિરખી નિરખી તેઓ હસતાં. હું સ્હમજતો હતો—પણ વારંવાર વિસરી જતો હતો—તે મ્હને ચન્દ્રિકાએ

બીજે દિવસે સ્હમજાયું, કે બે કુમારિકાઓ કુમારને કેમ હસતી હતી. કુમારનો પરમાર્થભાવ પરમાર્થફલદાયી હતો, પણ એક કુમારિકા પ્રત્યેની સ્વાર્થભાવનામાંથી જન્મેલો હતો. જગત છેતરાય છે, ને વારંવાર સ્વાર્થને પરમાર્થ કહે છે. હું છેતરાયો ન હતો, પણ ભૂલી ગયો હતો.

પણ ગંગાનાં ને જમનાનાં જેવાં નિષ્પાપ વિશુદ્ધ સ્વાર્થ-પરમાર્થનાં યે નિર્મલ મૂલ એક દેવગિરિમાં નથી વિરાજતાં ?

જ્હારે જ્હારે મળતાં ત્ય્હારે કરસંપુટની કલગી કરી ને કરવેલના હાર ગૂંથી પરસ્પર અમે સત્કારતાં. અગસ્ત્ય મહર્ષિની ન્હાની અંજલિમાં વિરાજતા મહાસાગરને કિનારે ઉભેલ જલધિજલમુગ્ધ કો જલમાં જ નિહાળી રહે; ને વિપુલજલ તરંગમાલાના ઊંડા ઊંડા ભેદત્રમલોની ગહન ભૂમિકામાં જેમ નિરખી રહે, તેમ પરસ્પરનાં ન્હાનકડાં નયનોમાંના મહાસાગરના જલભેદની ભૂલભૂલામણીમાં કંઇક ગોતતાં એ જલમુગ્ધ જ અમે ઉભતાં. અન્તે ઉષા હસી પડતી, અને કમલકલિકા સમી અંગુલિ મ્હારા ચિબુકમાં પરોવતી ને કહેતો કે દિવાનો રે દિવાનો, મ્હારો નિરન્તરનો દિવાનો !

હું કહેતો, દિવાનાને યે ડાહ્યો કરજે, ઉષા !

પંખિણી સરિખડી એમ ઉષા આવતી, અને મ્હારી કરડાળી ઉપર હીંચકા ખાઈ ગાઇ પાછી ઉડી જતી. મ્હારી ડાળીએ ડાળીએ યે નવઅંકુર ફૂટ્યા, ને નવપલ્લવ પલ્લવ્યાં.

સૌન્દર્ય પારસમણિ જેવું છે, અડકે ત્હેને યે સુન્દર બનાવે છે.

તે પછી ઉષા નગરમાર્ગમાં ચાલતી તે જાણે ઝાંઝર ઝમકારતી ધેનુપુત્રી જતી હોય ને ! નરનારીનો સકલ લોકપરિવાર ત્‍હેને માર્ગ આપતો. એક હું મળતો ત્‍હારે કંઠ નમાવતી, ને કંઠમાંની ઘૂઘરમાળ ધીમું રણુકે ત્‍હેવું કાંઇક કાંઇક રણુકતી.

તે પછી ઉષાની માતાએ કુંવરી ભણી ઉતર્યાની સાકર વ્‍હેંચી, અને નવયૌવનાનો શાળાનો મ્‍હડેલો ઉભરો દેવમન્દિરે શમશે ધારી પોતાની સંગાથે ઉષાને દેવમન્દિરે સાંતરી. હું પણ દેવમન્દિરે દેવદર્શને જવા લાગ્યો. મ્‍હારી માતાએ જાણ્યું પિતા જેવો પુત્ર ધર્માત્મા થશે. એક ઉત્સવપરવે ઉત્સવવસ્ત્રમાં ચન્દ્રિકાને મન્દિરિયે પધારી હતી ત્‍હારે મ્‍હેં ઉષાને સત્ય વાર્તા કહી દીધી. ઉષા ! મન્દિરનાં સિંહાસનોમાં બધી દેવીઓ જ વિરાજે છે ! દેવમુખડે યે મ્‍હને તો દેવીનાં જ દર્શન થાય છે.

કાંઈ પૂછ્યું કે ઉષા હસવાની. ઉષા હસતી હસતી ઉઠી, ને મ્‍હારા વાળમાં અંગુલિઓ પરોવી પંપાળવા લાગી: જાણે ડહાપણનાં તેલ સીંચતી હોય ને !

ઉષાએ કહ્યું: અન્તરમાં તે આંખમાં.

ચન્દ્રી બોલી: તું તો દેવદર્શને જાય છે, કે ઉષાદર્શને ? કહેવા દે બાને.

મ્‍હેં કહ્યું: કહેજે ને. બા ત્‍હને કહેતી હતી તે યે મ્‍હેં સાંભળ્યું છે. 'ચન્દ્રી જેવી દીકરી છે, ને ઉષા જેવી વહુ હોય, તો હું તો મ્‍હારો સંસાર તરી પાટ બેસું.'

ઉષાએ ચન્દ્રિકાને કહ્યું: એમને તો ભીંતો

ભેદીને યે સાંભળતાં ને ઢાળેલાં પોપચાં વીંધીને યે નિરખતાં આવડે છે.

ચન્દ્રીએ ઉત્તર વાળ્યોઃ ત્હારા દેહની કનકપેટીમાંનો આત્મા ઉકેલે ત્હેને શું શું નહીં આવડે ?

મ્હેં કહ્યું: કોણે એ આત્મા નથી ઉકેલ્યો ? ને કોને શું નથી આવડતું ? ત્હમે કય્હાં ઓછાં છો કોઈ ?

તેજપરિવાર સમો પાલવ ઉડાડતી ઉષા હસતી હસતી આવી. હું હસતો હસતો આદર દેવા ઉઠયો. ઉષાએ મ્હારા બે કાનની બે બૂટો ઝાલી ને ચાંપી. હું ત્હેની ગુલાબકળી સરિખડી નાસિકાને અડકયો ને પંપાળી.

ચન્દ્રિકા ખડખડાટ હસતી આજી ઉઠી: એકે એકના કાન વીંધ્યા, ને એકે એકનું નાક નાથ્યું. કોઈ ઉતરે એમ નથી હો ! ભલી મળી છે જોડી ભાઇ ને ભાભીની.

ચન્દ્રિકા ઉષાને ભાભી કહેલી તે ઉષાને બહુ જ ગમતું.

આમ રસવાર્તાની કેટલીક તિથિઓ વીત્યા પછી તે સ્હાંજ આવી હતી. રસ પી પીને હું યે રસોન્મત્ત થયો હતો.

તે તો સર્પ જ હતો: ઉપરથી સુન્દર પણ અન્દર વિષ હતાં.

તે દિવસે અમારે હીપળીપીપળીનો ખેલ હતો. વસન્તમાં વનનું જોબન જેમ ઉભરાય છે ત્હેવું નગરનું જોબન પંચવટીમાં ઉભરાતું.

રાજમહેલની ગજશાળાનો મકનો હાથી મદઘેનમાં ડોલતો ડોલતો સંચરે ત્હેવો હું સ્હાંજરે સંચરતો હતો.

મ્હને ઉષાએ આંખલડીના પ્યાલા ભરી ભરી ઘેન પાયાં હતાં, ને કેફ઼ કારમો ચ્હડયો હતો.

સૂર્ય નમ્યો હતો, પણ કાંઈક ક્રોધવશ હોય તેમ રક્તરંગી તડકો તે વરસતો. કુમારો સહુ બંસીધર બની આવ્યા હતા, જાણે બંસીનાદે બ્રહ્માંડ જીતવું હોય ને!

તે એક હતો કે જે કુમારપરિમંડલમાં રાવણ સમો તરી આવતો. નાગની માંડેલી ફ઼ણા સમી ત્હેની વદનફ઼ણા હતી. મદલોલ લોચનની પાંખો જેવાં ત્હેનાં પોપચાં દિશાઓમાં નિરન્તર ઉડતાં જ હતાં. ત્હેની દૃષ્ટિમાં વિષનીંગળતાં તીર હતાં, ત્હેનાં કટાક્ષવન્તાં સ્મિતમાં ઝેરી કટારો હતી, ત્હેની કરચલિયાળી ભમ્મર કૌવચના કાતરા જેવી હતી. ત્હેના શબ્દરણત્કારમાં વિષયવાસના અને કામલલુતા રણુકતાં. સ્વયંવરમાં રાવણરાજ પધારે તેમ સજ્જનોમાં તે દુર્જન આવ્યો હતો, ને ખેલતો હતો. ત્હેના લમણા ઉપરની વજ્રમુક્કી ને ભાલપત્રમાંનો કાળો ચાંલ્લો તે જીવતાંજાગતાં વીસરશે નહીં.

મૂર્તિમન્ત-પુરૂષાર્થ સમો નરપુંગવ જોબનડોલન્ત કુમારસંઘ ટોળે મળ્યો હતો, ત્હેમાં તે એક માતેલો આખલો હતો. ત્હેની આંખ જ ફ઼ાટેલી હતી.

રમત જામી, ને ઝાડની ડાળે ડાળે પલ્લવોના ગોખમાં પોપટની પેઠે કુમારો ચ્હડી બેઠા. શાખાઓને હીંચકે કુમારો હીંચકતા, ને દાવવાળો અડકવા આવે કે શાખાઓની સાંકળો ઝાલી ઝાલી નીચે સરકી ઉતરતા, ને બીજે વડલે ચ્હડતા.

પંચવટીનાં પાંદડાંઓ યે ખડખડ ખડખડ હસતાં, જાણે કૌમારનો વાયુ ત્હેમને યે વાયો હોય ને !

મ્હને દાવાળો પકડવા આવ્યો. હું આગળ ને તે પાછળ તેમ વટશિખરે અમે ચ્હડયા. એક વામનું અંતર રહ્યું, ને પકડાત. ત્ય્હાં બીજા વડની એક પ્રચંડ શાખા ડાળીઓમાં ગૂંથાઇ ગયેલી દીઠી. સહુ શાખાઓને ડોલાવી જોઈ, ને એ વૃક્ષસેતુ ઉપર મ્હેં પગ માંડયો. કૌમારવૃન્દ નિરખી રહ્યું કે આ શું કરે છે. હું તે સેતુ ઉપર ઉભો હતો, ને માથા ઉપરની એક ડાળી ઝાલી હતી. ન રમતા કુમારોએ બંસીઓ છેડી ને કહ્યું, જાણે કાલિનાગની ફણા ઉપર શ્રી કૃષ્ણચંદ્ર !

સર્પે નયન નચાવતાં કહ્યું: પણ ગોપરાજોની ગોપિકાઓ ક્ય્હાં ?

સર્પ વાર્તાધ્યાની હતો, ત્ય્હાં દાવવાળાએ હુક કરતી છલંગ ભરી, જાણે હનુમાનજીએ સાગર ઓળંગ્યો. સર્પની શાખાએ ઉતરી ત્હેને અડકી દાવ ત્હેને શીર ઓઢાડયો.

સર્પે કહ્યું: આવો, મ્હારી ગોપી !

ફટાક કરતો ચાબૂકનો ફટકો ચમકે તેમ દાવવાળાના હાથના તમાચાનો ફટકો ચમકયો ને સર્પ વડ ઉપરથી નીચે ધૂળમાં રગડી ઢળ્યો. ટીંખળીઓ સહુ ગાજી ઉઠયા કે જો જો રે ભાઈ ! લાંબુ કારીંગડું રગડયું ! ફસાઈ તો નથી ગયું ને ?

ખરેખર, તે સર્પ જ હતો. હૃદયની વિશાલતા વિનાનો

સરવના સોટા જેવો તે માત્ર પ્હોળાઈ વિનાની લંબાઇ જ હતો. કામસૂત્રોમાંની ત્રિભંગી રસમૂર્તિઓનાં અનુકરણ કરી કરી તે અંગમાં ત્રિભંગ પાડતો. ત્હેની કીકીઓમાં મોહ-વિવશતાનો કામણમન્ત્ર ચકચકતો. ત્હેની ત્વચા તેજસ્વી હતી, પણ ભીતર તો વિષ ભરેલાં હતાં. એ વિષને બદલે અમૃત હોત તો ત્હેનું રૂપ દેવ જેવું દીસત.

બાઇબલ ને કુરાન ખોટાં નથી. શયતાનને સર્પનું રૂપક ઘટે જ છે. સૌન્દર્યની વિકૃતિ તે શયતાનઃ દેવકોટીમાં જન્મેલો અસુર.

વળી રમત મંડાઈ. કુમારોએ બંસી વાઇ ને કોયલો બોલાવી, અને પંચવટીની વટઘટાને પાંદડે પાંદડે અથડાતો બંસીબોલનો કોકિલધ્વનિ ઘટાના ઘોરંભામાં ગાજી રહ્યો.

રાવણ રામને જ શોધતો તેમ તે મ્હને શોધતો. એક શાખાથી બીજી શાખા, એક પલ્લવગોખથી બીજે પલ્લવગોખે, ઘટાના ઘેરાવમાં અમે ઘૂમતા હતા. બીજાઓ ત્હેના ઉપર પાંદડાં વરસતા, ટેટીઓની ગોળીઓ મારતા, લલચાવતા, ખીજવતા, પજવતા. પણ નહીં—સર્પ તો અત્યહારે એકદષ્ટ જ હતો, અનેકશિખ ઉડતાં કિરણ જેવાં ત્હેનાં નયન અત્યહારે એકજ્યોત હતાં. મ્હને થયું કે આટલી એકાગ્રતાનું યોગબલ સન્માર્ગમાં વાળે તો શયતાન મટી તે ફિરિશ્તો થાય.

વનઘટામાં દોડતાંકૂદતાં ન્હાના ખાબોચિયા જેવી એક ન્હાની ખુલ્લી ખાઇ આવી. કસરતશાળાની કસરતનું મ્હેં તો ત્યહાં સ્મરણ કીધું ને તે આદરી; અને એક ડાળી

ઉપર બેસી છલંગ ભરી બન્ને હાથે સ્હામી ડાળી ઝીલી લઈ અંગનો હીંચકો ખાઇ પગની કડીઓ સ્હામી ડાળમાં ભરાવી ભીડી. હું તો તે ખાબોચિયું તરી ઉતરી સ્હામી પાળની શાખાને કિનારે દૂર નિશ્ચિંત બેઠો.

માનવ જાતિના બપ્પાવાઓ ને વડૂવાઓ પુચ્છવિલાસી કપિવંશના હતા ત્હેની ત્રેતા યુગની પ્રાચીન સાક્ષી રામાયણ પૂરે છે, અને કલિયુગની અર્વાચિન સાક્ષી અમે પૂરતા. ત્હો ય હજી કેટલાક તે પૂર્વકથાના પૂરાવા માગે છે.

ફણા સમી નાસિકાઓ ફૂલાવતો શ્વાચ્છોચ્છ્વાસ ઉછળતો ખાબોચિયાની પાળને આરે તે ધસતો આવ્યો, ને અટકયો. ખાઈની પહોળાઇ નિરખી, ત્હેની ભૂતલ સૂધીની ઊંડાઇ દ્રષ્ટિદોરથી માપી. પંચવટીને જીતવી હોય તેમ સાથળઉંચો કચ્છ માર્યો. ચેહબચાની પાળડાળે બેઠો. ઉપર નીચે આસપાસ વટઘટાની બ્હારીઓમાં કુમારવૃન્દ વેરાતું ઉભું હતું, અને પત્રઘુમ્મટની જાળીઓમાંથી સહુનાં નયનો નિહાળતાં હતાં.

વડટેટાની એક લીલમલીલી ગોળી ઉપરથી ઓચિન્તી આવી, ને ભમરી જેવી ત્હેના નાકની અણીને ડંખી ગઈ. કતરાતી નજરકટારથી સર્પે ઉંચે જોયું, ને ફરતા ઘટાઘેરમાંથી કુમારો હસી પડયા. જાણે હાસ્યના વાયુની એક લહરી જ વાઇ ગઈ હોય ને !

ત્હેની ભમ્મરો ઉપરની રક્તરજ્જુઓ રૂધિર ભરાતાં ફૂલી, ને ત્હેનાં લોચનમાં યે લોહીની ટશરો પ્રગટી. સર્પે

માન્યું ખાબોચિયું નથી કૂદાતું ધારી સહુ હસે છે. ત્હેના અન્તરને એ હાસ્યના યે ડંખ વાગ્યા.

જોમ ને ઉત્સાહમાં સધાય છે તે શમ્યા પછી નથી સધાતું. ચિન્તન અને વિચારણાના કેટલીક વાર ભાર ન્હડે છે, અને તેથી જે તીર લક્ષ્યને વેધત તે જ તીર લક્ષ્યને ચરણે પડે છે. હાસ્યના ડંખ વાગતાં સર્પને ખિન્નતા પ્રગટી હતી, ને તેથી ત્હેના આત્માના ચાપની પણછ ઢીલી પડી હતી.

સર્પે લક્ષ્ય વેધ્યું નહીં. ડૂબકી મારતો હોય તેમ હાથ લંબાવી ત્હેણે છલંગ ભરી, પણ તે ચોટ ચૂક્યો. સ્હામી ડાળીએ આંગળીઓનાં ટેરવાં અટક્યાં, હવામાં અદ્ધર ઘડીક થંભ્યો લાગ્યો, ને પછી શિલા જેવો પડ્યો; જાણે સ્વર્ગમાંથી શયતાન પડ્યો.

પાપમાં પુણ્ય સરિખડું બળ છે. પણ પુણ્યનાં બાણ લક્ષ્યવેધી છે, ત્હેવાં પાપનાં તીર લક્ષ્યવેધી નથી. પાપનાં શર છરકાતાં છીછરાં વાગે છે. પાપનાં તીર પણ જો આત્મવેધી હોત તો માનવસંસાર આત્મવિહોણો જ અત્યહારે હોત. શયતાન કરતાં પ્રભુ મ્હોટા છે તેટલાં પાપ કરતાં પુણ્ય મ્હોટાં છે.

રમત પૂરી થઇ ને ગજવાકોયલ સમી સહુએ બંસીઓ કહાડી. પુરૂષર્ષભ સમોવડી યૌવન ને પુરૂષાતનની બલમૂર્તિઓ ખડી હતી. એકે કહ્યું, મારી બંસીમાં કોઇક બોલે છે. બીજાએ કહ્યું, મ્હારી બંસીએ કોઇક થંભે છે. ત્રીજાએ કહ્યું, મ્હારી બંસીમાં ઉષાનાં ગીત આદરૂં છું ત્ય્હારે બંસી બોલતી જ નથી મધુરૂં, ગીત ગવાતાં જ નથી.

સર્પના ને મ્હારા કાન પીપળાના પાન સરખા ફરકયા.

સર્પે કહ્યું: રાધિકાને તો કૃષ્ણબંસી જ ન્હોતરે. ત્હારી બંસી તો બસૂરી છે. જંતર વાગે ને હરિણી આવે તેમ જો! આ બંસીની તેડી ઉષા આવશે.

અંગનો ત્રિભંગ કરી ત્હેણે મોરલી અધરે ધરી. શી મધુરી શી ત્હેની બોલી! બુલબુલથી યે ધીમી. ને કોયલથી યે મીઠી; જાણે વિલાસના શબ્દસિત્કાર જ ના હોય!

પંચવટીને પાંદડે પાંદડે જઈ શબ્દ ત્હેના વિરાજતા લાગ્યા.

પણ આ કોણ? એ જ તે. સહુનાં નયનો એક જ દિશામાં વળેલાં હતાં.

નગરની બહાર કુંજમાં શિવાલય હતું; ત્યહાં કુમારિકાઓનો નિજ પરિવાર લઇ સાધ્વી મહેતીજી દર્શને જતી: જાણે સૌન્દર્યની હરિણીઓનો સંઘ નીકળ્યો. સરિતાની લહરીઓ સમી ત્હેમના પલવટની પાટલીઓ ઝીણું ઝીણું ઉછળતી હતી. જગત્તારણ ન્હાનકડી તરણીઓ સરિખડી પાલવના શઢ ફડફડાવતી સૌ શ્યામાઓ વહતી હતી. પણ તે કૌમારસંઘને મોખરે કોણ હતું? એ જ તે, સૌન્દર્યની સેનાની સ્વામિની. જગતને જીતવાને જાણે કામદેવની સેનાની ટુકડી નીકળી હોય, ને ત્હેમની અધિષ્ઠાત્રી રતિરાણી વિજયકેતુવન્તી મોખરે ચાલે, ત્હેવી યુવતીઓની અધિષ્ઠાંત્રી ઉષા ચાલતી હતી. પુષ્પધન્વાના ધનુષ્ય સમી પુષ્પમાલાની વેલ ત્હેના લલાટદેશ ઉપર લટકતી હતી. અંબોડલો વાળેલ ન હતો, પણ છૂટી મૂકેલ વેણીની

અલકલટ નાગણુના જેવી ઝોલાં ખાતી. સન્ધ્યાકાલે સોનેરી વાદળીઓનો સંઘપરિવાર આવે ને જાય તેમ તે કુમારિકાઓ આવી ને પધારી. કુમારહૃદયોને ભિન્ન ભિન્ન ડંખ વાગ્યા, પૃથક પૃથક ઘેન ચ્હડયાં. સર્પને તે અલકલટની નાગણનાં વિષ ચ્હડયાં; મ્હને તે પુષ્પલતાની પાંદડીઓના મદ ચ્હડયા.

ત્હેણે કહ્યું: બંદા ખોટા પડે જ નહીં. કેમ ન આવે? પંખિણી સમી નગરની ઘટાઓમાં ઉડે છે, તે કેમ ન ઉડતી આવે?

મ્હારી નાડીઓ તૂટે તૂટે થતી હતી. મ્હારા હોઠમાંથી ઉન્હી શ્વાસજ્વાલા નીકળતી. મ્હારી ભુજાઓમાં લોહી વેગથી ઉછળતાં. મ્હારી ભ્રુકુટિ ઘોર ઘેરાતી મ્હને ચે લાગી.

સર્પની વાગ્ધારા અવિચ્છિન્ન વહતી હતી. રસ ને વિલાસની પલટી વિષયની વિષવાણી તે વરસતો.

કેમ ન આવે? બંસીમાં ફરી બોલાવું તો મ્હારા કરતલમાં મેના જેવી ઉછળતી આવી વિરાજે, ને ગાતી ગાતી કણે ચણે. છૂમંતર મારૂં તો આવે ને ઉછંગે—

છૂમંતર ત્હેના ફળ્યા, ને ફટાક દઇને તેના જમણા લમણા ઉપર એક હથોડો પડયો. તે મારો મુક્કો હતો.

સકલ કૌમારમંડલ ચમકર્યું, મ્હારી ભમ્મરમાં ગુસ્સો ને નયનમાં ક્રોધજ્વાલા કોઇએ કદી દીઠેલાં નહીં તેથી સહુ આશ્ચર્યચકિત અનિમિષ જ થયા. કુમારો વર્તુળ વાળી ઘેરી ઉભા, વચ્ચોવચ હું ને સર્પ હતા.

વિલાસને સંકેલતો હોય તેમ બંસીના કટકા કરી ત્હેણે ગજવે ઘાલી, ને ન્હાની ગદા જેવી મુક્કીઓ વાળી સન્મુખ આવ્યો. ડાબા હાથની મ્હારી ઢાલ, અને જમણા હાથનો વિશ્વકર્માના હથોડા જેવો હથોડો હતો. ત્હેના ગદાપ્રહાર મ્હારી ઢાલ ઉપર ઝીલી, ત્હેના લલાટભાગ્યના મધ્યદેશે મ્હારો વજ્રહથોડો માર્યો, કે ત્હેના ભાગ્યમાં કાળો ચન્દ્રક થયો, ને ત્હેની નાસિકામાંથી લોહીની ધારા ચાલી.

કુમારનો પરીઘ અમને ઘેરી વળ્યો. કેટલાકે ત્હેને આઘે લઇ જઇ ઉપચાર આદર્યો, કેટલાકે મ્હને વાર્યો. શાહુડી સમાં મ્હારાં વિખરાયેલાં કેશબાણ સમારતાં સમારતાં એકે કહ્યું: એ તો બ્રાહ્મણ મટી રાવણ થયો છે. સૌન્દર્યની તો સાત્વિક પૂજા હોય કે અઘોરીવેડા ?

મ્હારી કીકીઓમાંથી આવેશના ભાલા ઉછળતા. ઉષાનો કસુંબો મ્હને ચ્હડયો હતો; ને એ કસુંબાનાં કેસરિયાં મ્હેં જાણે કીધાં હોયને !

કુમારમંડલ વેરાતું હતું. સ્હાંજરે ધણ આવે ને નગરદ્વારે વિખેરાય તેમ કુમારો વિખેરાતા હતા. જતાં જતાં એકે કહ્યું: માંસના ભૂખ્યા રાક્ષસો ને ભાવના ભૂખ્યા દેવ.

દિવસ આથમ્યો ને સન્ધ્યાની શીતલતા ઉતરી ત્ય્હારે મ્હારો મદનો ઉભરો યે ઉતર્યો.

મ્હને તે યમનો પહોર આજે યે યાદ છે.

કેફી ન હોય ત્હેને યે વિશ્વને વડલે એવા કેફ કદી કદી ચ્હડે છે, પ્રિયાના પ્રેમની રસઘેલછાના ઉભરા એવા ઉછળે છે.



૬

# જન્માષ્ટમી

પરમાત્મતત્ત્વના મહોદધિનો મથુરામાં દેહદેશે કૃષ્ણાવતાર થયો હતો, તે જ યોગકાલે અમારા આત્મભાવનો યે દેહભોમમાં સ્નેહાવતાર થયો.

જન્માષ્ટમીની મધ્યરાત્રિએ, ચન્દ્રનું નાવડું ક્ષિતિજ ઉપર તરતું આવ્યું ત્ય્હારે, કૃષ્ણમન્દિરની ફૂલવાડીમાં, દેવસુન્દરી સમી ઉષાએ ને મ્હેં પરસ્પરને પ્હેલાં પ્રેમચુંબન કીધાં.

માંડવાની બે લત્તાઓનાં મૂળ ભિન્ન છતાં લીલોતરી ને ફૂલઘટા ગૂંથાય તેમ અમારા દેહનાં દ્વૈત છતાં યે જીવનનાં ફૂલપાનનાં અદ્વૈત ત્ય્હારે ગૂંથાયાં.

જગતની કવિતામાં રાધાકૃષ્ણનું રસયુગલ કેટલીક રીતે અનુપમ ને અદ્વિતીય છે. રાધાકૃષ્ણના કવિતમન્દિરમાં જ અમારૂં સ્નેહાવતરણ થયું અને રસભાવની કવિતા રચાઈ.

ત્રેતામાં સીતારામ ને દ્વાપરમાં રાધાકૃષ્ણ થયાં હતાં, ને કલિમાં જાણે ઉષા ને હું. વાંચનાર ! મ્હને મૂર્ખ કહી તું મૂર્ખ બનીશ મા: ત્હને યે એવું નહોતું લાગ્યું ? જયદેવને તો એવું જણાયું હતું, ને પદ્માવતીની રસલીલા રાધિકાજીને નામે ગીતગોવિન્દમાં ગાઈ છે.

યુગયુગ પ્હેલાં શ્રવણ પિતૃભક્તિ કરી નક્ષત્રપદને પામ્યો, તે શ્રવણ નક્ષત્રનો ભક્તિભાવભીનો માસ આવ્યો,

ને સંસારમાં પુનર્જન્મના પ્રોત્સાહનની ઋતુ બેઠી. મન્દિરે મન્દિરે મેળા ભરાતા ને લોકસંઘની દેવવૃત્તિઓ એમ બળી ગયેલી ફરી અંકુરતી ને અંકુરેલી પાંગરતી.

તે નવજન્મનો–સંજીવનનો માસ હતો. ગ્રીષ્મની જ્વાલાને ઠારી આષાઢ વરસી ગયો હતો. વનની ગ્રીષ્મદગ્ધ વનસ્પતિ નવજીવન પામતી હતી સૂકાંમાં રસ સીંચાતો હતો, રસવન્તાને ફણગા ફૂટતા. મ્હારા આયુષ્યભરમાં નહોતા ઉગ્યા તે અંકુર ઉરમાં ને દેહમાં ઉગાડી આષાઢ વરસી ગયો હતો.

આખા યે એ આષાઢ માસમાં ઉષાએ ને મ્હેં મેઘદૂત વાંચ્યું હતું: ને એ આષાઢી ભાવની નવવર્ષાની કવિતા જીવનમાં ઉભરાતી ભરી પીધી હતી.

**आषाढस्य प्रथमदिवसे**–પ્રથમ મેઘદર્શને, વાંચનાર! ત્હારા યે ઉરના મહાસાગરમાં એ તોફાન ન્હોતાં ઉછળ્યાં? ને ત્હેં પ્રિયજનને પ્રેમદૂત ન્હોતો પાઠવ્યો? કાવ્યોમાં કવિઓ સ્વાનુભવમાં સર્વાનુભવ જ ગાય છે.

વૃક્ષેવૃક્ષે પલ્લવ પ્રગટયાં ને હરિયાળી હસી રહી. મંહીથી અણદીઠ કોયલ ટહુકતી. મ્હારાં અન્તરનાં પલ્લવો પલ્લવતાં ને મંહીથી પલ્લવવાસિની કોકિલા ટુહૂક ટુહૂક ટુહૂકા કરતી.

ઉષાનાં દર્શન મ્હને મન્દિરે મન્દિરે થતાં, ને જેવી શ્રાવણની ભરી ભરી વાદળી સરવડાં વરસતી, તેવી ઉષા મ્હારા ઉપર અમૃતનાં સરવડાં વરસી જતી.

**सर्वं देवनमस्कारः केशवं प्रतिगच्छति** ગાનારી ત્રિકાલવન્દ્ય **આર્યકુલની** મહાપ્રજા ધર્મમાર્ગમાં વિપુલ ઉદારતાવન્તી છે. એક પ્રભુની અનેક કલાના સ્તુતિગાનઉદ્‍ગાતા વેદાનુયાયી દેશમાં સર્વ દેવોત્સવમાં લગભગ સર્વ સંપ્રદાયના સાંપ્રદાયીઓ ઉત્સવિયા થાય છે. એક જ પરબ્રહ્મના અનેક અવતાર માનનારો લોકસમુદાય વિશિષ્ટપણે અનેક સાંપ્રદાયિક હોવા છતાં તત્વતઃ **एकमेवाद्वितीयम्**નો જ ચિરકાલનો ઉપાસક છે. સ્હવારે બપ્પોરે ને સન્ધ્યાએ, દિને દિને ને પહોરે પહોરે, **क्षणे क्षणे यन्नवतामुपैति** તે ઉષાની અદ્‍ભુત રમણીયતાના નિઃસંખ્ય કલાવતાર એક જ પરમ સૌન્દર્યના છે. આર્ય દેશમાં સંપ્રદાયોના દ્વીપ નથી. પણ, એક અખંડ મહાસાગરના જ સાગર ઉપસાગરના ખંડભેદ સરિખડા, આર્ય ધર્મના સંપ્રદાયોના યે ઉપસાગરો છે. અનેક શાખાવન્તો તે એક જ મહાજલવિસ્તાર વિસ્તરે છે; ને એક જ મૂલાધારનાં સૃજનજૂનાં જલ—વેદામ્ભોનિધિનાં દેવઅમ્બુ—અનેક મહાનદનાં નવનીરથી ઉભરાતાં—ભરાતાં, તે સકલ ઉપસાગરોમાં વહે છે. ભરતખંડમાં સંપ્રદાયો સહુ એક જ દેહના ભિન્ન ભિન્ન અવયવો છે, સહુમાં એક જ જીવનરુધિર ઘૂમે છે.

ઉષા ને હું આવું માનતાં, સર્વ સંપ્રદાયી બની એકતત્ત્વભાવી થતાં, ને તેથી સર્વ દેવમન્દિરે દેવોનાં ને પરસ્પરનાં પુણ્યદર્શને જતાં.

પહેલી વેળા મ્હેં ઉષાને ફૂલ આપ્યું, તે ત્હેણે દેવચરણે ધર્યું. એ વેળા દેવોની શી દિવ્યતા ઉષામૂર્તિમાં

પ્રગટી રહી ? પણ વિષાદનાં આછાં વાદળનો આછો આછો પડછાયો મ્હારા વદનમંડલે છાયા પાડી ઉડી ગયો, ને ઉષાએ તે નિરખી લીધો. સુન્દરીનાં સુન્દર નયનો પુરુષ-નયનો કરતાં સદા સૂક્ષ્મદર્શી હોય છે.

ફરી ત્હેણે કદી એ ભૂલ કરી નહીં. હું સમર્પું તે લોકદેવને નહીં પણ મ્હારી સ્નેહદેવીને પછી તો તે ધરાવતી.

બીજો મેળો હતો કલ્યાણુઆપના શિવમન્દિરનો. નગર બહાર સરોવરની કુંજ હતી અને કુંજમાં સરોવર કાંઠડે તે મન્દિર હતું. મન્દિરના ઘુમ્મટને પગથિયે ફૂલપડો લઈને હું ઉભો હતો, ને મનમાં ગણગણતો હતો કે: —

મેહુલા ! તું મ્હારો વીર સરોવર હેલે ચ્હડયું રે,

પગથિયાને પગથાર પૂતળા જેવો ઉભી હું ઉષાની વાટ જોતો હતો. મ્હને કદીક કદીક ભય રહેતો કે જીવનભર મ્હારે ઉષાની વાટ જ જોવી પડશે.

સરોવરમાં ઉછળતી એવી મ્હારા ઉરમાં યે ઉષાની ઉર્મિઓ ઉછળતી હતી.

કુંજમાંથી તે સાહેલીઓના સંઘમાં પધારી; જાણે ફૂલવાડીની વચ્ચે કોઇ ફૂલલતા. ફૂલડાં જેવાં ત્હેનાં અંગો નાચતાં, ફૂલવાડીની ઓઢણી ત્હેણે ઓઢેલી હતી, ને તેની પાલવની પાંખડીઓ મન્દિરના સમીરણમાં મન્દ-મન્દ ડોલતી.

વાછડીને પગલે તે દેવમન્દિરનાં પગથિયાં ચ્હડી.

મ્હેં ત્હેને ત્રણ કમલગુલાબ આપ્યાં: કલ્યાણચાપને કાજે એક અને ગંગા ને ઉમાને કાજે બે. ઉષાએ ત્રણે કમલગુલાબ સ્મિતવદને સત્કાર્યાં, ને એક ફૂલપડો માલણ પાસેથી યે લીધો.

વાદળિયા સરોવર જેવાં ઉષાનાં નયનોમાં જલવલ્લી જેવી દૃષ્ટિની વેલ નાચતી હતી.

ઉષા દેવમંડપમાં સિધાવી: જાણે મ્હારા આત્માની મૂર્તિ જ સંચરતી હોય ને! મ્હારા પ્રારબ્ધનો ભર્યો ભર્યો થાળ લઈને આવતી હોય ત્હેવી તે આવી, ને અંતરમાં તે ઠાલવી હૃદયમાંથી હૃદયતત્ત્વ લઇ જતી હોય હેવી તે સિધાવી.

માલણે દીધેલ ફૂલપડાનો ને બીલીપત્રોનો ઉષાએ કલ્યાણચાપને અભિષેક કીધો; મ્હેં દીધેલ કમળગુલાબ એક વેણીમાં ગૂંથ્યું, ને બે કંચુકીકુંભમાં મૂક્યાં. સ્થૂલ ને સૂક્ષ્મ—મારા આખા યે દેહમાં ફૂવારા ફૂટયા, ને હર્ષની ધારાઓ વરસી રહી.

ઉષાની નયનભ્રુકુટિના કલ્યાણચાપમાંથી તે પુણ્યતિથિએ તરંગ ઉભરાયા, ત્હેની ભરતીઓ મ્હારા જીવનભરમાં હજી ઉભરાય છે. ઉષાએ એવાં બાણ માર્યાં કે એ બાણની બાણગંગા, રામસેતુ પાસે ધનુષ્કોટિ આગળ ઉછળે છે તેથી યે મહાપ્રમત્તજલ ગંગા, હજી યે મ્હારા હૈયામાંથી ઉછળે છે. આ જીવનનાં ઝરણ સૂકાશે ત્હો યે તે સૂકાશે નહીં.

શ્રાવણી પૂર્ણિમાને દિવસે લોકોએ વર્ષભરનાં પ્રાયશ્ચિત્ત લીધાં, ઋષિતર્પણ કરી પાપ બાળ્યાં, ને પાછી પુણ્યપાપની

નવી ખાતાવહી લખવા માંડી. બ્રાહ્મણોએ શરદ્રક્ષાના આશીર્વાદ ભણી ભાવિકોને રાખડીઓ બાંધી. સાચા વરખની રાખડી લઈ ચન્દ્રિકા આવી. હું ન સ્હમજ્યો, ને હસી પડ્યો, ને કહ્યું: આ શરદમાં મારી રક્ષા થાય એમ રહ્યું નથી. ચન્દ્રિકા રિસાઇ, છણકી, ને ગઇ. ફેંકેલી રાખડી મ્હારા વાળમાં પડી ગૂંથાઈ ગઈ: જાણે બ્રહ્મરન્ધ્ર ફોડી સોનાવિટપે સુવર્ણફૂળ ઉગ્યું! મ્હેં પાછળ જઇને બહેનને પસલી આપી મનાવી, પણ ન માની. મ્હેં કહ્યું, ત્હારા હૈયાના હીરની રાખડી લાવ, હું ત્હેને આપી આવું. તે હસી પડી, રીસનાં વાદળ વેરાયાં, ને બોલી: આપવા આવ્યાં ત્ય્હારે પોતા કાજે માની લીધી. જગત કાંઇ સ્વાર્થીલું છે! ત્હારી રક્ષા તો આ રહી; જો, વાંચ, મંહી લખ્યું છે ઉષા. હું બ્રાહ્મણ થઇને ગયો, ને ચન્દ્રિકાએ વરેલા વરને શરદ્રક્ષા બાંધી આવ્યો.

સ્નેહના સ્વયંવર જીતતા પહેલાં કેવા કેવા ને કેટકેટલા વેશ ધરવા ને ભજવવા પડે છે! પણ સવ્યસાચીયે બ્રાહ્મણવેશે સ્વયંવર જીત્યા હતા ને!

તે તિથિથી અમે પરસ્પર પ્રસન્નચિત્ત રહીએ છીએ: ને દુનિયાંડાહ્યાં જેને કૌમારની ભૂલો કે યૌવનની ઉચ્છૃંખલતા કહે છે, ત્હેને અમે આત્માનાં ચેતન માનીએ છીએ.

યૌવનની આંખે યૌવનની પરીક્ષા થતી હોય તો કેટલાં બધાં નાપાસને બદલે પાસ થાય? ચન્દ્રિકા અને તે, ઉષા અને હું: અમે સહુએ પરસ્પરને પાસ કરી દીધાં હતાં.

આયુર્દા વર્ચોદા તેજસ્વિતા બલચોથને દિવસે

મ્હારા પાણીપોચા દિલે યે બલ ધાર્યું, ને **पुष्पं पत्रं फलं** ઉષાને ચરણે ધરાવ્યાં. તે સ્હાંજે ઉષા પુષ્પઝાંઝર પહેરી સખીઓમાં ઘૂમતી હતી. ઉષા મ્હારા મુખભાવ વાંચતી, પણ મ્હારાં લોચન તો ત્હેની ચરણવન્દના વન્દતાં પદ્મપુષ્પોમાં જ રમતાં.

નાગપંચમીને દિવસે નગરજન નાગ પૂજવા જતા, પણ મ્હેં તો નાગણની પૂજા કીધી. કોઇ ઉઠે તેથી વહેલો ઉઠયો, ને કોઇ વીણે ત્હેની પહેલાં ફૂલવાડીનાં સર્વોત્તમ ફૂલ વીણી લીધાં. ચન્દ્રિકાને કહ્યું: સાપની ફૂલકાંચળી ગૂંથી આપ. જે નાગણના અમૃતડંખ મ્હને વાગ્યા હતા ને જેના અધરડંખની મ્હને ઈચ્છાવાંછા રહેતી તે ઉષાની સખીનાગણી જેવી વેણીને ચ્હડાવવા ને દરની પેઠે ઢાંકવા ફૂલકાંચળી મ્હેં પાઠવી.

લોકોએ ભયથી વિષ પૂજ્યાં, મ્હેં સ્નેહથી અમૃત પૂજ્યાં.

ઉષાને હું કાંઇ પાઠવતો ત્ય્હારે મંહી એક જ શબ્દ લખતો, સ્નેહ.

એક વેળા આકાશમાં ચન્દ્ર ઉગ્યો હતો; ચન્દ્રિકાએ ઉષાની તે નાગણને પકડી હતી, ને કમલકંઠ નમાવી તે ચન્દ્રમુખીને ચન્દ્રાભિમુખી કરી, ત્હેને ચાન્દ્રકા પાઇ નીલકંઠી નહીં પણ અમૃતકંઠી કીધી હતી ને હૃદયદેશે ચન્દ્રામૃતનો અભિષેક કર્યો હતો: પુષ્પપરિધાન પાઠવતાં તે સખીલીલાનાં મ્હને સ્મરણ ને અભિલાષ થયાં.

જો કોઇને ભોજનકલાનું પ્રદર્શન ભરવું હોય તો શ્રાવણી કૃષ્ણપક્ષની ષષ્ઠિએ ઘરઘરના વાનીઓ સંગ્રહવી.

લોકને નિત્ય જમાડનારી અન્નપૂર્ણાઓ તે પષ્ઠિને ભોજન-કલાનો ઉત્સવદિન સમજે છે. વર્ષાએ સજીવન કીધેલી સર્વ વનસ્પતિઓ લાવી લાવી સહુ ત્‍હેમાં અધૂરા રહેલા સ્વાદ પૂરે છે ને પ્રકૃતિએ ઉણું રાખેલું પરિપૂર્ણ કરે છે. જેવા નયનેન્દ્રિયના ઉત્સવ છે, ત્‍હેવો તે સ્વાદેન્દ્રિયના પરવનો દિન છે. બાલકને ધવરાવવા જેવો પ્રિયજનને રાંધી જમાડવાનો પ્રિયાઓને સદા યે ઉમંગ હોય છે, ને તે ઉમંગનાં વ્રત તે તિથિએ ઉજવાય છે. ઉષાએ મને બે વાનીઓ મોકલી હતી, પણ વૈષ્ણવોના છપ્પનભોગની સામગ્રીમાં યે તે નહીં આવતી હોય! તાલસુરના નવસંવાદથી સંગીતશાસ્ત્રીઓ નવસંગીત સૃજે છે તેમ સ્વાદનાં ભિન્ન ભિન્ન રસમિશ્રણ કલ્પી નવું જ કાંઈક ઉષાએ સરજ્યું હતું, અને પ્રકૃતિકૃત્ય કરી સૃષ્ટિની સહધર્મિલી સખી બની હતી. પ્રકૃતિ સમી સ્ત્રીઓ તો સદા સૃજનારીઓ જ છે ને?

કેટલીક સ્ત્રીઓ વાનીઓનાં પુસ્તક રચે છે, પણ વાનીઓ નથી રચતી. ઉષાનું એથી ઉલટું હતું. તે વાનીઓ રચતી ને વાનીઓના ગ્રન્થ નહોતી ગૂંથતી. અવનવા સ્વાદ ઉષા બ્રહ્માની પુત્રી પેરે સૃજતી ને લક્ષ્મીની પુત્રી પેરે પોષતી. સ્વાદના રસશાસ્ત્રનાં જાણે બે કાવ્યો જ રચી ઉષાએ મ્હને પાઠવ્યાં હતાં. મ્હેં ચાખી બ્‍હેનને ત્‍હેના રસ ચખાડયા.

નયનને દર્શનથી, શ્રવણને ગીતથી, જીહ્વાને ભોજનથી, ત્વચાને સ્પર્શથી, ઘ્રાણેન્દ્રિયને નિજ સુવાસથીઃ એમ

પંચેન્દ્રિયને પંચામૃતથી પરિતર્પે છે, તે સુન્દરીઓને સદા ધન્ય હો! પુરૂષવર્ગ! બોલો, ધન્ય હો! ધન્ય હો!

સુન્દરીમંડલ ન હોત તો નિશ્ચન્દ્ર ને નિસ્તારક રજની જેવું જગત અન્ધારૂં થાત કે નહીં? પંચ જ્ઞાનેન્દ્રિયો રસજ્ઞાનથી રસશૂન્ય અતૃપ્ત રહેતાં આત્મા તૃષાતૂર સૂકાત, ને નવપલ્લવે ન પલ્લવત. જ્ઞાનેન્દ્રિયોને રસજલ સીંચી આત્માને પરિતર્પતો સૌન્દર્યપરિવાર જગતમાં ચિરંજીવ રહો!

એમ કરતાં કરતાં તે દેવવિખ્યાત જન્માષ્ટમી આવી, જગતના પરમ બંસીધરની જન્મતિથિ પધારી. ગોકુલ મથુરા કે વૃંદાવનમાં યે નથી ઉજવાતો, તેવો તે જન્મોત્સવ અમારા રસનગરમાં વર્ષોવર્ષ ઉજવાય છે.

એ વર્ષની જન્માષ્ટમી જેવી તો આદ્ય જન્માષ્ટમી એક જ કે કૃષ્ણજીવનભરની જન્માષ્ટમીઓ હોય તો ભલે.

દસેરાને દિવસે સ્હવારથી અશ્વો જેમ થનગન થનગન નાચી રહે છે, તેમ પ્રાતઃકાલથી જ મ્હારા મનના અશ્વ થનગનતા હતા. ચન્દ્રોદય થતા પહેલાં જેમ અજવાળાં આકાશમાં ઉડે છે, એમ કૃષ્ણચન્દ્રના જન્મયોગનાં અજવાળાંના ફૂવારા આગળથી ઉડતા. મ્હને યે ત્હેનાં છાંટણાં છંટાતાં હતાં.

તે દિવસે આભ સ્વચ્છ હતું, ને વરસાદ ન હતો. આકાશનાં ઉઘાડેલાં દ્વાર સમાં વાદળ સંકેલાઇ ગયાં હતાં, છતાં લોક માનતા કે વાદળ વરસશે. વૃદ્ધો કહેતા કે એકે જન્માષ્ટમી વરસ્યા વિનાની નથી જતી.

પૃથ્વી તૃપ્તિમાં માણતી, ને ભરેલાં ખેતરોમાં ગોપ-ગોપિકા કલ્લોલગીત ગાતાં.

પંદર તિથિઓ સમી કૃષ્ણચન્દ્રની પંદર જન્માષ્ટમીઓ ઉષા ઉપર વરસી ગઇ હતી, ને એ રસવર્ષાથી ઉષાના આયુષ્યની એક એક કલા પોષાઇ હતી. નાસ્તિક જેવો હું ત્હેના બાવીશ જન્માષ્ટમીઓએ બાવીશ અવતાર થયા હતા, પણ ફોકટ. એ સહુ જન્માષ્ટમીઓ અમારે આવી હતી કે નહીં: પણ આ તો અમારા જીવનની જન્માષ્ટમી હતી. તે તિથિએ અમારા અન્તરના આભમાં અવનીનાં અજવાળાં પ્રગટયાં.

કોઇ મહાપ્રસંગને અનુકુળ દેવમુહૂર્તનો તિથિયોગ વિશ્વમાં જામે એવું કાંઇ લોકલોચનને દેખાતું તો ન હતું, પણ વાતાવરણમાં ત્હેના પડછાયા ઉડતા ભાસતા. સૂર્ય ઉપર ચન્દ્રની છાયા પડે છે તે ગ્રહણ દિવસની બપ્પોરે આભમાં જેવા ફિરીશ્તાઓના ઓળા ઉડે છે ત્હેવા ઓળા તે બપ્પોરના તડકામાં ઉડતા. મધ્યાહ્નના તેજસરોવરમાં તેજજલની ઉર્મિઓ ઉછળતી, ને નરનારીનાં હૃદયનાવડાં એ રસછોળમાં ઉછળતાં. જમનાનાં જલ ડોલે ત્હેવા ભર્યા આત્માનાં જલ જનકુલમાં ડોલતાં.

અન્તરિક્ષમાંથી જે કાંઇ અવતરે ત્હેને ઝીલવાને અન્તરની ગડીઓ ઉકેલાઇ પટ પથરાઇ રહ્યા હતા. બુદ્ધને બોધીસત્ત્વ ઉતર્યાં ત્હેવાં અમારાં જીવનસત્ત્વ તે તિથિએ ઉતર્યાં.

પ્રિય ને પૂજ્ય કો અતિથિ આવતો હોય ને આંગણું

જેમ વાળી-સમારી સજ્જ કરે, તેવું જગતનું તેમ જ મ્હારા અન્તરનું આંગણું સમારેલું ને સ્વચ્છ લાગતું: આદરના સ્વસ્તિકોથી શણગારાયલું હતું.

મુમુક્ષુઓને બ્રહ્મજન્મની તિથિ ઉગે છે, ત્હેવી તે અમારા જીવનજન્મની તિથિ હતી.

પ્રાતઃકાળે શ્રીમદ્ ભાગવતમાંની જન્મસ્તુતિ ગાતો ગાતો હું ઉઠ્યો. ચન્દ્રિકા ગોપિકાગીત ગાતી હતી. માતુશ્રી મંગલાનાં દર્શન કરી આવ્યાં હતાં. ચન્દ્રિકાના ગોખ નીચેથી મ્હરોડની કોકિલા સમી બંસી બોલતી બોલતી ઉડી ગઈ.

દાતણ કરતાં ચન્દ્રિકાને મ્હેં કહ્યું: મ્હેં સાંભળી છે હો ! તે કોકિલા નહોતી. ચન્દ્રિકાએ કહ્યું: ના, તે કોકિલા ન હતી, કોકિલ હતો-ત્હારાં રાધા રાણી ન હતાં, મ્હારો કૃષ્ણચન્દ્ર હતો. શા ભાઈને રાધિકાજીના છે કોડ !

તે સારો યે દિવસ ઉષાની મ્હને આરત રહી. સ્હવારે પાણીઆરે ઉષાની હેલ શોધી. ઉષા ત્ય્હાં ન હતી, નગરના ચોક ત્હેના વિના સૂના હતા. કન્યાશાળામાં તો આજે રજા હતી, ને શીખવા નહીં પણ શીખવવાને મિષે યે ઉષાનું ત્ય્હાં આજે આગમન ન હતું. ઉષાનાં હવેલીનાં બ્હારીબારણાં બદ્ધાં યે નિર્જન હતાં. એ આંખડલી અટારીએ હજી નહોતી ઉગી કે જે જગતને આજે અજવાળવાની હતી.

તે કૃષ્ણજન્માષ્ટમીને દિવસે મ્હેં અપવાસ કીધો હતો. ભગવાનના પરમ ભક્ત સદાના અપવાસી જ હોય છે,

ભક્તિના ભોજનની તૃપ્તિ ત્હેમને શક્ય જ નથી. એ તો એમ જ ઉચ્ચરે છે કે **तृप्तिर्हि नास्ति मेऽमृतम्.** મ્હને લાગે છે કે તેથી જ ઉષાના અમૃતની મ્હને આજે યે હજી તૃપ્તિ નથી.

પ્રિયતમાના સંયોગ ને વિયોગ ઉભય પ્રિયતમને તો અતૃપ્ત જ રાખે છે: એકમાં અમૃતની આચમનઅંજલિ પાઇને, ને બીજામાં અમૃતસરોવરનાં દર્શન માત્ર કરાવીને. પણ પ્રિયતમાનાં અમૃતની તૃપ્તિ પ્રિયતમે તો હજી દીઠી કે સુણી નથી. મ્હારી ઉષાનો હું જીવનભરનો તૃષાર્ત છું. પાઠક ! ત્હારી ઉષાનો તું ધરાયેલો નથી, એની મ્હને તો ખાતરી છે; ને તે શું ખોટી છે ?

તે બપ્પોરે મારા વાસ મ્હને મથુરાના કેદખાના જેવા જ લાગ્યા. પ્રારબ્ધનો કંસ ખડ્ગ લઈને ખડો હતો, ને ત્હેનો પડછાયો મ્હારૂં જીવન વીંધી પડતો. ઉષાસૂની દિશાઓ તે જાણે રાધાસૂની કુંજગલી ભાસતી. મ્હને શૂન્યનાં સ્વપ્નાં આવતાં. નગરના વૈષ્ણવોમાં ઉત્સવની ભરતા ચ્હડતી, મ્હારે ઉર તો ઉષાના ઓટ ઉતરતા. મ્હારી વૈષ્ણવી વૃત્તિ ઓસરી ગઇ હતી.

કૃષ્ણજન્મ વેળા પ્રકૃતિ જેવી વ્હાલથી વિહ્વળ ઉત્કંઠ ને આતુર ઉભી હતી, ત્હેવી ઉત્કંઠા ને આતુરતાની વિહ્વળતા મ્હારા અન્તરને વ્હલોવી નાંખતી. મ્હને પ્રસવવેદના સમી વેદના થતી; જાણે મ્હારા દેહદેશમાં ઉષાનો અવતાર થવાનો હોય ને !

રાત્રિ પડી, ને ભાવિક ભકતોની ભાવનાઓ રાત્રિકમલ સમી પ્રફુલ્લિત થઇ; પણ મ્હારી ભાવનાનાં ફૂલ ન ઉઘડયાં.

મ્હારી આંખો બ્હાવરી બની એકને શોધતી કે જે આજે જડતી ન હતી.

અન્ધકારની ઘટ્ટ ઝાડીઓની ઘેરી ઘટાઓ ક્ષિતિજ ઉપર જગતને ચાંપતી ઝૂકેલી હતી, ને મંહી અગ્નિજીવ જેવા તારલિયા તરવરતા. આંખ ઉપર પોપચાં પડે છે એવો રાત્રિનો અન્ધકારપછેડો નગર ઉપર પથરાયો હતો.

કોઈ કહે છે કે સૃજન પહેલાં યે કાજળકાળો અન્ધકાર ઉડતો, ને એ અન્ધકારના ઉદરમાં વિશ્વગર્ભ વિરાજતો. જન્માષ્ટમીની અન્ધારી રજની યે કાળા સાળુના ઘેર જેવી ઘેરાતી; ને મંહી સુન્દરીના સૌન્દર્યદેહ સરિખડી સૃષ્ટિસુન્દરી શોભતી.

નગરના રાજમાર્ગ સચેત થયા. ધીરે ધીરે દર્શનાભિલાષીઓના જનબિન્દુની ધારાઓ બની, ને ધારાઓએ ઝરણરૂપ ધર્યાં. ઝરણના ધોધ થયા ને ધોધની યે થોડેક કાલે ઘૂઘવતી સરિતાઓ વિસ્તરી. દેવમન્દિરના માર્ગ ચેતનથી ઉભરાતા. ત્હેમનાં પગલાંમાં આસપાસ ને ઉપર તિમિરપગથાર હતા, પણ તે તમિસ્રા ધોવાને જ પ્રભુ અવતરવાના હતા.

મ્હારા ઉરની તમિસ્રા ઉષા ધોશે કે કેમ ? એ પ્રશ્ન પૂછતો પૂછતો જ જીજ્ઞાસુ અવસ્થામાં હું દર્શને નીકળ્યો.

પણ જીજ્ઞાસુને જ્ઞાન કે મુમુક્ષુને મોક્ષ કાંઇ બહુ દુર્ગમ છે ?

રાત્રિની રાજમાર્ગની નહેરોમાં ભક્તોનાં પૂર ઉભરાતાં. ભાવના તરંગ મૂર્તિમાન ચાલતા ભાસતા. હું પણ મારા મનોભાવની મૂર્તિ સરિખડો એ લહરીઓમાં ભળી ગયો.

કોઇ કહેશો કે જગતના જે જ્યોતિ ત્‍હેને કૃષ્ણ કેમ કહ્યા ? આત્માને દેહનાં પરિધાન પહેરાવ્યાં, ને બ્રહ્મને બ્રહ્માંડના પડદા ધરાવ્યા, તે મહામાયાની અકલિત કલા છે. કાળા કાચના ફાનસમાં અમૃત-દીવડો પધરાવે તેમ જગજ્જ્યોતિને શ્યામ રંગે રંગ્યા, ને સ્નેહજ્યોતિને કામવર્ણ ચ્હડાવ્યા તે જ **मम माया दुरत्यया** છે. જગતને જોનારી કીકી યે પ્રભુએ કાળી કીધી છે.

મન્દિરને દરવાજે ઉષા ને ત્‍હેનું કુલમંડલ હતું. ત્‍હેમનાં દર્શન કરતો દેવનાં દ્વારમાં હું ઉભો. હું લંકાને ઉત્તર આરે હતો, ઉષા કન્યાકુમારીને દક્ષિણ કાંઠડે વિરાજતી. સાગર ઉપર રામસેતુ સમો જનસાગર ઉપર અમારો નયનસેતુ બન્ધાયો.

ઉષાનાં લોચનમાં પ્રભુનાં આગામી તેજ અવતર્યાં હતાં. મન્દિરની દીપાવલિમાંના સર્વ દીપનાં કિરણો જાણે એ કીકીઓમાં જ સંકીર્ણ થયાં હોય એમ લાગતું. મેઘઘટામાંથી વીજળીઓ ઉડે એમ એનાં પોપચાંની પાંપણોમાંથી નયનવીજળીઓ ઉડતી.

લતામાંથી ફૂલ ખરે, ધણમાંથી ધેનુ વિખૂટી પડે, એવી ઉષા કુલમંડલિથી સહસા વિખૂટી પડી ગઇ, ને

માનવજલરેલમાં ખેંચાતું ત્હેનું નાવડું મ્હારી સ્હોડમાં આવ્યું. હથેલીની પાંદડીઓથી મ્હારી અંગુલિવિટપો ચાંપી મ્હને સત્કારતાં બોલી, મ્હારા સમસ્ત જીવનના કૃષ્ણચંદ્ર !

હું ચમક્યો. એ રસબોલનો રણકો જ ન્યારો હતો. એક કળ ફેરવે ને પાણીની નળશાખાઓમાં સરોવરનાં જલપૂર ગડગડવા માંડે, એમ મ્હારી નાડીઓની શાખાઓમાં હૈયાનાં રુધિરપૂર ગાજવા માંડયાં.

મ્હને લાગ્યું કે આજનો સંજોગ અનોખો છે.

મનુષ્યમેદનીની તરંગમાલા અમને મન્દિરચોકમાં ધક્કેલી ગઇ: હલ્લેસાંમાં હલ્લેસાં પરોવી બે નાવડાં મહાસાગરનાં મોજમાં સંચરે એમ અમે જનસાગરમાં પરવરતાં.

અન્ધારા આભમાં અસંખ્ય તારકાવલિ તરવરતી તેમ મન્દિરચોકના ખુલ્લા ઘુમ્મટમાં યે અગણિત દીપાવલિની શિખાઓ ઝળહળતી હતી. જાણે મન્દિરસુન્દરીને કેશપાશે હૃદયદેશે કટિપ્રાન્તે ને ચરણઘૂંટીએ શગમોતીનાં શિષફૂલ નવસર હાર ક્ષુદ્રઘંટિકાની કટિમેખલા ને ઘૂઘરીગૂંથણનાં ઝાંઝર ધરાવ્યાં હોય ત્હેવી દીપમાલા અદ્‌ભુત દીપતી.

દેવદ્વારે હજી પડદા હતા, દર્શનને હજી વાર હતી.

મનુષ્યજલનાં મોજાં ઉછળતાં ત્ય્હાં એકસ્થ રહેવું—લંગરની વજ્રખૂંટી વિના તો અશક્ય જ હતું. જનમોજમાં તરતાં તરતાં અમે એ જલકિનારા ઉપર ગયાં, ને આરે ઉતરી પડયાં.

ત્ય્હાં તો નવવર્ષાનાં નીરથી સીંચાયેલી પુષ્પપ્રફુલ્લિત

ફૂલવાડી હતી. ગગનના તારલિયા જગતમાં વેરાયેલા હોય ત્હેવાં ફૂલરોપે ફૂલ ઉભરાતાં. પૃથ્વીના હૈયાના રસની ધારાઓ ઉછળતી હોય ત્હેવી ફૂવારાની જલધારાઓ ઉછળતી. શરદનાં સ્વચ્છ જલ સમાં ઉષાની આંખડલીનાં તેજ એ અન્ધારી રાત્રિએ યે પુણ્યનિર્મલ પ્રકાશતાં, ને શરદની ચન્દ્રિકા સમા અમૃતઉજ્જ્વલ ઉઘડતાં.

ફૂલવાડીની પાંખડીઓ પોઢેલી હતી એમ અમારાં યે દિલની પાંખડીઓ તે સ્વચ્છ વાતાવરણમાં નમી, ઢળી, ને ઘડીક પોઢી ગઇ.

ઉષાએ કહ્યું, આજ સ્હવારથી મ્હારા ઉરમાં બંસી બોલે છે.

મ્હેં કહ્યું, સ્નેહના એ અનહદ નાદ.

ચન્દ્ર ફરતાં તેજવર્તુળ દોરાય તેમ પરસ્પરને અમે કટિમેખલા સમી કરમાલાઓ વીંટી હતી. લતા જેમ લતામાં ગૂંથાય, ને સખી જેમ સખીને ભેટે એવાં અમારાં દેહગૂંથણ અવિકારી ને અવ્યય હતાં. અમારૂં પોપચું યે ફરકતું ન હતું; એકે રોમના કિરણબાણમાં યે વિષનો વિકાર કે ડંખ ન હતો. પૃથ્વી ઉપર ઉભેલાં પૃથ્વીને અમે વીસર્યાં હતાં: આત્મભૂમિમાં જ પાંખ ભીડી અમે ઉડતાં હતાં.

પણ તે રાત્રિએ અમારા દેહના મહેલમાં સૂર્ય ઉગ્યો.

જાણે સંસારની ફૂંક વાગતી હોય, જાણે દિશદિશનું સૂચન વહતું હોય, જાણે જગત્પ્રવાહનો સિત્કાર આવતો

હોય, તેમ ત્‍હેવે એક ઝીણી વાયુલહરી વાઇ, ને ફૂલછોડને ડોલાવ્યા. જાણે પૃથ્વી ઉપરના પરિમલ ફોરતા હોય, જાણે નયનોનાં અમૃત ઉડતાં હોય, જાણે દેહ મન્દિરના સુગન્ધ સરતા હોયઃ તેમ ડોલન્ત ફૂલરોપની ફૂલફોરમે અમને વધાવ્યાં, અને અમારા દેહપ્રાસાદની ઉઘાડી બ્‍હારીઓમાં થઈને રસરંગીલા અન્તખંડોમાં તે ઉડી રહી. દેવાગારમાં ધૂપ ઉભરાય તેમ અમારી અન્તર્ગુહાઓમાં પૃથ્વીનાં પુષ્પોનાં પરિમલ પ્રસરી રહ્યાં.

અમારી યે વસુન્ધરાના વસુ ને ગન્ધવતીના સુગન્ધ એ પૃથ્વીના પરિમલોએ જગાડયા, ને નિવાસસ્થાનમાં અડોલ રહેલા આત્મદીપને એ પરાગલહરીએ ડોલાવ્યા. નહેરોમાં પૂર ગર્જે તેમ અમારી નાડીઓમાં હૈયાનાં પૂર ધબકવા માંડયાં. કુદરતના કેટલાક બન્ધો એ પળે અમને તૂટતા લાગ્યા.

એવે આરતીની ઘંટા વાગી, ને ત્રિલોકને જાહેર થયું કે જગતના રસચન્દ્ર શ્રી કૃષ્ણચન્દ્રનો જન્મયોગ વળી વર્ષે દિવસે આવ્યો છે. જન્મરાત્રિએ જમનાનું પૂર ઉલટયું હતું તેવું ભક્તોનું પૂર આજે યે ઉલટતું હતુ. તે જ પળે એક વાદળીએ જગતને અમૃતછાંટાથી વધાવ્યું, તે જ પળે આકાશનાં મહાજલમાં તરતું-સરતું ચન્દ્રમાનું નાવડું, શ્રી બાલકૃષ્ણ સરિખડું શશાંક ધારી, ક્ષિતિજ ઉપર ચ્હડયુંઃ જાણે બ્રહ્મલોકમાંથી બ્રહ્મજ્યોતિને જગતમાં લાવતું હોય ને !

અમારા યે સ્નેહજ્યોતિ એ પળે જગતમાં અવતર્યા.

કટિપ્રાન્તથી સરતો મ્હારો હાથ ઉષાને કેશપાશે ચ્હડયો, ને નીચેનાં ફૂલડાં નિહાળી રહેલી ઉષાને ઉન્મુખી ચન્દ્રાભિમુખી કરી ચન્દ્રવિરાજિત શ્રી કૃષ્ણચન્દ્રનાં દર્શન કરાવ્યાં, ને એ જ્યોત્સ્નાના ખોબલે ખોબલે—ચન્દ્રિકાના રસાભિષેક સ્મરી સ્મરી—ઉષાના મુખચન્દ્રને અભિષેક કીધા.

ઉષાએ મ્હારી આંખડીઓમાં જોયું: શતદલ કમલ સરિખડું ત્હેનું મુખકમલ પ્રફુલ્લતું હતું, ને દિશદિશમાં એ પાંખડીઓનાં કિરણ પ્રસરતાં.

મ્હારૂં મુખારવિન્દ ત્હેની મહેમાનીએ ગયું, અને અમ્બુજપાંદડીઓ પાંદડીઓ ઉપર ચંપાય એમ અમારા અધરોએ પરસ્પરને ચાંપ્યા, ને પ્રેમના પ્રથમ ચુમ્બનનો અમૃતપ્યાલો બેએક ઘડી ચસચસીને અમે પીધો.

અહો! આયુષ્યની તે દિવ્ય પળ! રસચન્દ્રિકામાં ઝૂલતાં ઝૂલતાં સચ્ચિદાનન્દને રસહિન્ડોલે હીંચકતાં હીંચકતાં, જગતના રસાનન્દને અમે આરાધતાં હતાં. એવો એ વેળાનો અમ ધન્ય જીવનયોગ હતો.

આમ ગૂંથાયેલાં જીવન કદી વિખૂટાં પડતાં હશે?

સરોવરની પાળો ફોડી જળધોધ વહે એમ અમ અધરપાળોમાંથી પ્રેમધોધ પરસ્પરમાં વહતા હતા.

અમારી કરવેલીઓ દેહના આંબાને વીંટળાયેલી હતી એટલે નયનનાં નમનથી બાલમુકુન્દની રસકલાને નમસ્કાર કરી હૃદયસિંહાસને એ રસમૂર્તિ અમે પધરાવી.

ચન્દ્રિકા ચમકવા લાગી તે જાણે અમ ઉરદેહમાંના રાધાકૃષ્ણના રસચમકાર અમને જગતભરમાં ચમકતા લાગ્યા.

ખોળિયામાંના જીવ અરસપરસ બદલાતા વાંચનાર! ત્‍હેં તો અનુભવ્યા છે ને? અમારે તો એવું થયું. મ્‍હારો જીવનજ્યોતિ ઉષાની દેહડાળે જાણે જઇને બેઠો, ને ઉષાનો જીવનજ્યોતિ જાણે મ્‍હારા દેહમાળે આવી વિરાજ્યો એવું અમને એ પ્રથમ પ્રેમચુમ્બનની પુણ્યક્ષણે લાગ્યું.

પ્રેમપ્રભુનો કામાવતાર એમ અમારે તો થયો.



# શરદ્‌પૂર્ણિમા

એ રસભરી રાત્રી આવી કે જે રાત્રીનો પ્રભુને યે મોહ થયો હતો; તે ચન્દ્રમા ઉગ્યો કે જેને પ્રભુએ છ માસ આભમાં થંભાવ્યો હતો, ને અખંડ અમૃત ઝીલ્યાં હતાં.

શરત્પૂર્ણિમા પૂર્ણિમાઓની રાણી છે ત્હેની, માત્ર કુમારિકાની કળીઓ જ નહીં, પણ પૂર્ણિમાઓ સમી સુન્દરીઓની યે ઉષા સૌન્દર્યરાણી છે, સંસારજીવનની વિલાસ ને લીલા, પ્રકાશ ને સચ્ચિદાનન્દ છે, એમ તે રાત્રીએ હું સ્હમજ્યો.

આકાશના અને પૃથ્વીના મેલ ધોઈ ધોઇ વર્ષા વીતી ગઇ. વ્યોમ ને વાતાવરણ, ઉષાનાં અંગ ને અંગર સમોવડાં, નિર્મળાં ને ઉજ્જવળાં થયાં. ઉષાને અવયવે અવયવ પ્રગટતી કિરણાવલિ સરિખડી વનની વનશ્રી પ્રફુલ્લી રહી હતી.

અષ્ટમીએ દેવીએ અસુરને માર્યો, ને દસેરાને દિવસે રઘુવીરદેવે રાક્ષસરાજના વધ કર્યો. સ્હમજ્યે–વણસ્હમજ્યે લોકસંઘે એ ઉત્સવ પાળ્યા- કોઇ કહેશો કે કેટકેટલી માનવદેવીઓ ને કેટકેટલા માનવદેવો ઉરમાંના અસુર તે તિથિઓએ સંહારે છે?

લંકાવિજયના રામમહોત્સવપાળતી રાજનગરોમાં રાજ-

સ્વારીઓ ત્હડી, પણ ઉષાની રસમહોત્સવની રાજસ્વારીની જાહોજલાલી એ દહાડે અલૌકિક હતી.

તે પછી શરદની પૂર્ણિમાનો સૂર્ય ઉગ્યો, ને અસ્ત પામ્યો, ને સન્ધ્યા પડી. જગતનાં નયનો પૂર્વમાં આશા-ભર્યાં નિરખતાં. એ એક ચન્દ્રના દર્શનનો સહુને અભિલાષ હતો કે જે બાર માસે એક જ વાર દર્શન દે છે.

ધીરે ધીરે સન્ધ્યાને રાત્રીના રંગ ત્હડવા માંડયા, ધીરે ધીરે એ રાત્રીના રંગમાં તેજકિરણો પ્રગટવા માંડયાં. અન્ધકારે જાણે ઉજળો હોય એવો આભાસ જામ્યો. સુન્દરીઓના અંગ સરિખડી પૃથ્વી યે તેજસ્વી થઈ, રસની રાજકુમારિકા સમી પૂર્ણિમાની ચન્દ્રકલા ગગનના તખ્તે ત્હડી વિરાજી.

તે રાત્રીએ તેજછાયાના ધ્વજ જગત ભરી ઉડતા, ને પૃથ્વી ભરી પથરાતા.

જેવી આભના તખ્તે એ પૂર્ણિમા, એવી મ્હારા ઉરના તખ્તે ઉષા પ્રકાશતી: જાણે મ્હારી જીવન-કુંજની શરત્ચન્દ્રિકા.

દેહનાં આયુષ્ય કેટલાં વર્ષનાં છે ત્હેનો તો અડસટ્ટો હું જાણું છું; પણ આત્માનાં આયુષ્ય કેટલા યુગનાં છે એ તો કોઇ સ્હમજાવો. તે રાત્રીએ મ્હારા આત્મબ્રહ્માંડે શરત્પૂર્ણિમા ઉગી એ તો મ્હને એટલા યુગ જેટલી તપશે એમ લાગે છે,

ચન્દનીનાં જ હોય એવાં શ્વેત વસ્ત્રો નગરજને

ધારણ કર્યાં હતાં: જાણે સહુનાં પ્રકટેલાં પુણ્યનાં પરિધાન. હું યે મલમલનું એક પહેરણ પહેરી ચન્દનીમાં નીકળી પડયો. શ્વેત ધોતિયાને દૂધની આંધેલી જાણે કોર હતી.

શેરીઓમાં ભીડ હતી. નગરના ચોકમાં લોકોની ઘૂમાઘૂમ હતી. મન્દિરોનાં દ્વારમાં મેદની જામી હતી. લોકોનો મહાસાગર ઉછળતો, ને ભરતી અનેક ઉપસાગરોમાં ધસતી ને ઉભરાતી. જગતના સુભાગ્ય સમો અન્તરિક્ષમાં ચન્દ્રિકાનો મહોદધિ રેલ્યો. જેમ જેમ ભરતી જામતી ગઇ તેમ તેમ ઉછાળાટ ઓછો થયો, તેમ તેમ ચન્દ્રિકાના અને માનવીઓના મહાસાગરની મહદોર્મિઓની પ્રચંડ ડોલાડોલ મંડાઈ.

સૃજનકાલે પદ્મહિન્ડોલે બ્રહ્મા ડોલતા, તેમ રસ-હિન્ડોલે ચન્દ્રદેવ ને હું આજે ડોલતા, ને કંઈ કંઈ તેજસૃષ્ટિઓ રચતા હતા.

વ્યોમસુન્દરીના વદનમાંથી વરસતા સ્મિતના પીયૂષ-પ્રકાશ અમારા નગર ઉપર ઢળતા હતા.

નવરાત્રિના ગરબા પૂરા થયા હતા. દિવસે દિવસે ચન્દ્રમાની એકએક કલા વધતી ગઈ, રાત્રિએ રાત્રિએ ચાન્દ્રકાનો બહાર વિશેષ ને વિશેષ ખીલતો ગયો: લોકના અન્તરનો ઉભરો યે દિન પ્રતિદિન ચ્હડતો ગયો. એ ભરતીના રસોત્સવનું આજ પરવ હતું.

કોના હૈયામાં ગોપગોપીના ભાવ નથી? જલસૂકી જમના નથી, કે અમૃતસૂકો ચન્દ્ર નથી. સુધાકર સુધા વરસે છે તે જગતમાં ને અખંડસ્રવતી રસયમુનાને તીરે

વસતાં મધુવનનાં નરનાર સહુ ગોપગોપીજ છે, ને રસના રાસ જ ખેલે છે, કે વાંછે છે.

વૃન્દાવનની તે છમાસી પૂર્ણિમાની આજ ઉત્સવતિથિ હતી.

દૂધ પૌંઆ ને સાકરનો, જાણે કટોરા ભરી ભરી ચાંદની પીતા હોય તેમ, ઉપભોગ કરતા નગરજનને નિહાળતો નિહાળતો હું જ્યોત્સ્નાપૂરમાં વહતો હતો. ઠામ ઠામ લોકોએ દીપમાલા કરી હતી, પણ અજવાળા-વિહોણી દીપકશિખાઓ લીમડાનાં પીળાં પાંદડાં જેવી ભાસતી. પૂર્ણિમાની યે ઉણપ પુરનારા છે ને જગતમાં!

દૂરથી ચાંદનીમાં તરતો એવે રાસનો શબ્દ આવ્યો.

હરિ વેણુ વાય છે રે હો! વનમાં

વૃન્દાવનમાં હરિની વેણુ વાગી, ને ગોપિકાસંઘને એનાં આમન્ત્રણ આવ્યે તનમનાટ થયા હતા ત્હેનું ગીત નગરનારીઓનું એક વૃન્દ ગાતું હતું.

લાગી—લાગી તાલાવેલી મ્હારા તનમાં:
હરિ વેણુ વાય છે રે હો! વનમાં.

શાન્ત સરોવરમાં કાંકરી પડે તેમ મ્હારા અન્તરનાં જલમાં કાંકરી વાગી, ને ધીરી ધીરી લહરીએ તે ડોલવા માંડયાં. વેણુને ટહુકાર જાગ્યાં નહીં, તે તાલાવેલીના શબ્દે સળકી ઉઠયાં. રોમરોમમાં ઊર્મિઓ ઉછળી, ને જાણે પૂછવા લાગી કે ક્ય્હાં છે અમારો એ ચન્દ્રમા? મ્હારો ઉદધિ દર્શન કાજે ઘૂઘવવા માંડયો.

સૌન્દર્યની સાડીઓ સમી તે સખીઓને વટાવી હું ઉષાની શોધમાં નીકળ્યો. પૂર્ણિમાનો બીજો પ્રહર જામ્યો હતો. મધ્યરાત્રિને હજી વાર હતી. કીયા રસચોકના રાસમંડલે ઉષા ઘૂમતી તે હું જાણતો, તેથી તે ચોક ભણી વળ્યો. અન્તર તો પાંખ ઉપર આગળ પરવરી ઉષા ફરતું જ ઉડતું હતું.

પૂર્ણકલાનો તેજઅંબાર પ્રસારી તારિકાઓના વર્તુલવૃન્દમાં વહતી ચન્દ્રજ્યોત તો ઘણી યે વાર આંખ માંડી નિરખી છે ને ? એમાંથી સર્વોત્તમ પૂર્ણિમા સંભારો તો ઉષાનું સખીમંડલમાંનું એ રસવહન કંઈક સ્હમજાશે.

એ ચોકને રતનચોક કહેતા; કારણ કે રતનહવેલીઓમાં રતન જેવા સજ્જન ને રતન જેવી સન્નારીઓ સદ્‌ભાવના રતનચમત્કારે ત્‍હાં નિત્યે ચમકતાં હતાં. આજે યે આંખલડીનાં રત્નો ત્‍હાં અનુપમ ઝબકારે ઝબકતાં.

ત્‍હાં તો અજબ તમાસો હતો. પૃથ્વીપૃથ્વીના સૂરજ હોય એવું ભાસતું. ઝુમ્મરો લટકતાં હતાં, ને ઝુમ્મરોમાંના દીપકો જેટલી રસદીપિકાઓ સમોવડી રસિકાઓ રાસમાં ફરતી હતી. સહુ સખીઓ વ્હાલમને સન્દેશે મોકલતી હતી, ને સહુ પોતપોતાની દિશામાં કિરણો ફેંકતી હતી.

કુંજલડી રે ! સન્દેશો હમારો
જઈ વ્હાલમને કહેજોજી રે.

અલબેલીઓનાં અંગઅંગમાંથી તણખા ઉડતા, ને દિશદિશમાં જઈ જવાલાઓ જગાડતા.

સહુના દિલની કુંજલડીઓ દૃષ્ટિની પાંખે પરવરતી, ને રસિકાઓના રસસન્દેશ રસિકવરને કહી આવતી.

વિહ્વળ પંખિણી સમી ઉષાની દૃષ્ટિ તે જનઘટામાં ફોકટ તડફડતી, ને નિરાશ થઇ ઉડી ઉડી પાછી વળી દેહની ડાળે બેસતી મ્હેં દીઠી. ત્હાં તો બીજી એક સાહેલડીનાં ચકોર જેવાં લોચન પોતાનો ચન્દ્ર શોધવા ઉડયાં તે જ પળે ઉષાએ મ્હને નિરખ્યો, ને નિરખ્યો ત્હેવો જ સ્મિતની ભભકથી સત્કાર્યો. પાંખો સમાં પોપચાં નમાવી નમન કીધું, ને ઉરસન્દેશડો સુણનાર સન્મુખ ખડો છે એ અનુભવતાં 'નિરર્થક નથી આજનું ગીત' એ ઉલ્લાસનાં વિલોલ અજવાળાં કીકીઓમાં ચમકવા માંડયાં.

તે પછી ગીત શું ગવાયું એ મ્હને યે ખબર નથી. મ્હારી ઇન્દ્રિયો નયનવાસી હતી, ને નયનો ઉષાવાસી હતાં. ઉષા રાસમંડલમાં ઘૂમડી ઘૂમતી, તેમ નયનો યે ઘૂમડી ઘૂમતાં.

એ રાત્રિએ મ્હને પ્રશ્ન થયો કે ઉજ્જવળ પૂર્ણિમાને આભનાં પરિધાન કેમ પહેરાવ્યાં છે? ઉષાને અંગે યે રાત્રિ સરિખડી શ્યામ સાડી હતી, ને મંહીથી સોનારૂપેરી તારલિયા તગતગતા. વચ્ચે ચન્દ્રમા જેવો મુખચન્દ્ર પ્રકાશતો. શરત્પૂર્ણિમાના ગગનની જ મૂર્તિ પૃથ્વીપાટે જાણે ઘૂમતી હોય એવી ઉષા ઘૂમતી હતી.

ગહનતાનાં આવરણ ત્હેના આત્મતત્ત્વને હતાં ત્હેવાં જ ત્હેનાં દેહતત્ત્વને યે હતાં.

કુંડના ગહન જલમાં લહેરિયાં ઉછળે ત્હેવાં ત્હેની

સાડીનાં લહેરિયાં ઉછળતાં હતાં. વચ્ચે હૃદયદેશને ઉષારંગી ગુલાબી ચોળી ઝીલી લેતી, મંહી કમલ ગૂંથેલાં હતાં. ભમરા જેવો મ્હારો જીવ એ કમલકલીઓમાં પૂરાયેલો હતો.

એ ગીત પૂરૂં થયું: ઉષા ઉભી રહી ત્ય્હારે મ્હેં જાણ્યું કે ગીત પૂરૂં થયું, ને ફરી રાસ ફરતો થયો. ગોપિકાના ગીતનો ટહુકો નગરની હવેલીઓ વીંધતો વળી ઉછળ્યો.

મ્હારા મનગમતા મહારાજ! મ્હારે મ્હેલે આવોને.

સહુ ગોપિકાઓએ બોલ હોંશથી ઝીલી લીધો. જાણે પોતાના મનનો ભાવ જ ઉચ્ચારાયો હોય તેમ પોતપોતાની પ્રિયતમ દિશાઓમાં મરકલડાં કરતી સહુ સુન્દરીઓએ ગીતટહુકો પાછો વાળ્યો. સાગરમાં ભરતી ઉભરાતાં કાંઠાનાં જહાજ ડોલવા માંડે તેમ પ્રેક્ષકવર્ગના વર્તુળમાં યે ડોલા-ડોલ જામી.

સહુ સુન્દરીઓનાં વદને રસતેજ પ્રગટયાં, હાસ્ય ઉઘડયાં. ઉષાના અધરે સ્મિત ને શરમની લહરીઓ આવતી-જતી. ગુરુની બે તારિકા સમાં પ્રફુલ્લ પ્રોજ્જવળ નયન ઉઘાડી સિદ્ધા બાલ સરવ સમી પૂર્ણ શોભામાં એક વેળા મ્હારી સન્મુખ તે ઉભી, ને તાળી પાડતાં નમસ્કાર કરી પોપચાંની પાંદડીએ મ્હને ન્હોતર્યો. જીવનની કુંજ ભરી—ને ત્હેને યે પેલે તટે—એ નયનનાં નિમન્ત્રણનાં સ્મરણ મ્હને સાંભરશે.

હું તો તલસું ત્હમારે કાજ, હસીને બોલાવોને.

આંબાવાડિયામાંના આંબાની ઘટાઓ વીંધતી કોકિલાની પરિદેવના ગાજતી ઉડે તેમ રાસ વૈતાલિકાનો એ ટહુકાર રસમધુરા સહકાર સમા રસિકોની અન્તર્ઘટાઓ વીંધતો વીંધતો ઉડયો. સહુના હૈયાની મંજરીઓ હિંગોળે ચ્હડી.

યૌવનની ઉષ્મા ને અનેરા અભિલાષના રંગોમાં રંગાયેલી એક યૌવનાએ યૌવનની રેલ રેલાવી દીધી.

દુનિયામાં વ્હાલાંઓ કોણ કોને કાજે તલસતાં નથી ? પ્રિયતમાની આરઝૂ કીયા પ્રિયતમને નથી ? ભૂખ ને તરશ જેવી એ પણ આત્માની પ્રકૃતિજન્ય ભૂખ ને તરશ છે. પણ જે અખંડ એકદષ્ટ છે, જે અડોલ એકશિખ છે, જે સ્નેહનો સમાધિસ્થ છે, તે યોગસિદ્ધિને પામે છે.

રાસફરતી રસિકાઓની ભ્રુકુટિની કાળી માછલીઓ અન્તરિક્ષનાં જલમાં ઉડવા માંડી, ને સહુ શ્યામાઓએ ગીતનો પડઘો પાડયો:

હું તો તલસું ત્હમારે કાજ, હસીને બોલાવોને.

મધુરવા મધુરીઓના મધુર સંવાદમાંથી યે ઉષાનો જલમધુરો સુર મ્હેં પારખ્યો. દ્રૌપદીના સ્વયંવરમાં સ્વયંવરસ્તંભ ફરતા જલકુંડમાં ઘૂમતું મત્સ્યપ્રતિબિંબ નિહાળી મત્સ્યનયન વીંધી ગાંડીવધન્વાએ મત્સ્યવેધ્ર કીધો હતો ત્હેવું કંઇક મ્હારાથી થઇ ગયું, ને ઉષાનાં રાસઘૂમતાં નયનમીનની કીકીમાં મ્હારૂં દગબાણ જઇ વાગ્યું. એક જ મિષોન્મિષ મળી, એક જ બાણ છોડયું ને જીત્યું. સ્વયંવરમાં હું મ્હારી દ્રૌપદી પામ્યો, પણ પાંડવ સમા મ્હારા પાંચે પ્રાણ દ્રૌપદીવશ થયા.

રાસનો તે સ્વયંવર હતો, ને ત્હેમાં ઠામ ઠામ પ્રિયતમપ્રિયાઓના મત્સ્યવેધ ચાલતા હતા. શું નર કે શું નારી: સહુ પોતપોતાનાં પ્રિયજનને આશાભરી આંખડલીએ શોધતું હતું, ને પામતું હતું.

માનવીનાં સારાંનરસાં નાનાવિધ લક્ષ્ય છે. મોક્ષ સમી સ્નેહલીલા પણ આ જીવનનો પરમ લક્ષ્ય છે.

એ રાસ પૂરો થયો. દેવીઓ દુર્ગા કને જાય તેમ સખીઓ ઉષા પાસે સંચરી, ને વીનવણાં વીનવ્યાં; પણ ઉષાએ તે પ્રહરે ગાયું નહીં.

શું યુવાનો એકલા જ ટીંખળી છે ? યુવતીઓનાં ટીંખળ તો એવાં હોય છે કે આત્માની અમૃતસેરો અંગ અંગમાં ને અંકુરે અંકુરે ઉડાવે.

પાછળથી રસચમકાર ચમકતી ચન્દ્રિકા આવી, ને બોલી: સૂર્યપગલાં હજી નથી થયાં કે શું ? ઉષાને ઉગવાને હજી વાર હશે: કેમ ? ઉષા !

ઉષાની આંખોમાંથી ત્રિશૂળ ઉછળ્યાં, શબ્દો મુખઘુમ્મટમાં જ સમાઇ ગયા. સર્વે સખીવૃન્દ મ્હારી એક દિશામાં નિરખતું ખડખડાટ હસી પડ્યું: જાણે ફૂલડાંની ઝડીઓ પડી.

એક ટિચકૂડી સાહેલી બોલીઃ ત્ય્હારે ભલે ને ચન્દ્રિકા ચમકે.

ચન્દ્રિકાએ ઉત્તર વાળ્યો: ચન્દ્રિકાને ક્ય્હાં ના છે ? એ તો આભભરી ઉભી છે જ ને જ્ય્હાં ને ત્ય્હાં. પણ જોજો, તે પૂછે ત્હેના ઉત્તર ભણજો હો.

ક્ષિતિજફરતી તારકાવલિ વેરાય તેમ સખીઓ સહુએ રાસવર્તુળ પાછું રચ્યું. ચન્દ્રિકાએ એ અણબોલી ગરબી આદરી કે જેના પ્રશ્નો ઉષાને હંમેશાં પૂછી પૂછીને તે પજવતી.

સોહાગમૂર્તિ શી રે કે શણગારી આ તો? સહેલડી!

વીજળી જેમ ક્ષિતિજની વાડીઓમાં ઉડીને અજવાળી રહે તેમ પ્રશ્નની સાથે જ ચન્દ્રિકાની નયનવીજળી હસતી હસતી સહિયરોની વાડીઓમાં ઉડી રહી, ને સખીઓને રસપ્રશ્ન પૂછી હસાવવા લાગી. ગમ્ભીરાના વદને યે સ્મિતરેખ ઉઘડી.

ઉભો તો માંડિયે રે કે દીલડાંની વાતો, સાહેલડી!

પહેલ્લે જ કૂદકે તારો સરિતાના પૂરવ્હેણમાં તરવા ને ઉછળવા માંડે તેમ રસિકાઓ રસવ્હેણમાં વહેવા ને ડોલવા માંડી. ઉપનિષદ્ જેને **जगत्यां जगत्** કહે છે તેમાં સ્થિર ચિત્તે ને સ્થિર પગલે કેટલાં ઉભી શકે? ચાલ્યા વગરનો ચોક કોઇ છે? પડછાયો યે પડયો ન હોય એવી કુમારિકા ભૂમિ કેટલી છે?

રૂપની કલા કરી રે કે ચતુરા! ક્હાં ચાલ્યાં? સહેલડી!
છબિલી! આ છોગલાં રે કે મોહનાં શે ધાલ્યાં? સાહેલડી!
હજી તો વસન્તની રે કે લ્હેર પ્હેલી આવે, સાહેલડી!
ઉરને ઉમળકે રે કે વિશ્વ જો! વધાવે, સાહેલડી!
હજી ય તો વાર છે રે, કે આવડી વ્હેલી? સાહેલડી!
એવાં શાં કામ છે રે? કે આવડી ઘેલી? સાહેલડી!

સરોવરનાં મીઠાં જલની લહેરોમાં પદ્મનીઓ જેવી ઉછળે ને ઢળે ત્હેવી રસયુવતિની દેહવલ્લીઓ રાસ ફરતાં

નમતી ને ઉપડતી. એ લહરીઓમાં ઝોલાં ખાતાં કમલો સમાં સુન્દરીઓનાં સુન્દર વદનકમલ ઝોલાં ખાતાં હતાં.

ચન્દ્રિકાનાં મુખ ને લોચનમાંથી ચકલીનાં બચ્ચાં ઉડતાં, ને સહિયરોની હૃદયઘટામાં જઈને ચીં ચીં કરી આવતાં.

ચન્દનકંકાવટી રે, કે કુંકુમ ભરિયાં, સાહેલડી !
ગોરાં ગુલાબને રે કે એમ મુખે ધરિયાં, સાહેલડી !

કુંપળને ટોડલે રે કે તારલી પલકે, સાહેલડી !
પોપચાંને પાંદડે રે કે કીકીઓ મલકે, સાહેલડી !

સુકુમાર ફરફરતા નવપલ્લવમાં તેજકિરણો રમે ને તરવરે તેમ નયનનયનની કુંપળોમાંથી કીકીઓનાં કિરણ પરવરવા માંડયાં. રસિકાઓના રસવ્હેણમાં જોમ જામ્યું, ને રાસને ચક્રાવે ભમરીઓ ને ઘૂમડીઓ ઘેરાવા માંડી.

વાયુની લહરી વાતાં ગુલાબની વેરાયેલી પાંદડીઓ ઉછળે ને ઉડે એવી સુન્દરીઓની સૌન્દર્યપાંદડી સરિખડી પદકુંપળો સુકોમળ નૃત્યે, કિરણ સમોવડી, નાચતી હતી.

સરિતામાં પૂર તો રે કે આજ આ શાનું ? સાહેલડી !
મેહુલે શું માંડિયું રે કે માવઠું મહાનું ? સાહેલડી !

અંબુજઆંખડી રે, કે અંજન સાર્યાં, સાહેલડી !
ભમ્મરના ચાપમાં રે કે બાણ કેમ ધાર્યાં ? સાહેલડી !

ચાંદાને સેંથલે રે કે વાદળી નમતી, સાહેલડી !
ભાલમાં ચ્હડીને રે કે એમ અલક રમતી, સાહેલડી !

શણગાર સજ્યા રે કે કન્થના કોડે, સાહેલડી !
મનોહર મોગરો રે કે ઉઘડે અંબોડે, સાહેલડી !

વદનકટોરીમાં રે કે અમૃત લીધાં, સાહેલડી !
શાશ્વત સૌભાગ્યના રે કે ચન્દ્રક કીધા, સાહેલડી !

પૃથ્વીને પુનમે રે કે ચન્દ્રસૂર્ય રાજે, સાહેલડી !
એવા બે કાનમાં રે કે હીરલા વિરાજે, સાહેલડી !

કમલનો ટોડલો રે, કે પત્રે બિન્દુલેખા, સાહેલડી !
કંઠને ઢોળાવ રમે રે કે મોતિડાંની રેખા, સાહેલડી !

વનેવન આંબલે રે કે મ્હોર મ્હોર્યા દીઠા, સાહેલડી !
દેહડાળે પ્રેમના રે કે મ્હોર એવા મીઠા, સાહેલડી !

જાસુદની બેલડી રે કે ઢળતી હાસે, સાહેલડી !
હૈયાનાં ફૂલડાં રે કે ફૂલતાં વિલાસે, સાહેલડી !

ત્હારે તો ઉગિયા રે કે અંગઅંગ ભાનુ, સાહેલડી !
ઢાંકે શું છેડલે રે ? કે નથી હવે છાનું, સાહેલડી !

ફૂલને હિન્ડોલે રે કે ફૂલડાંની માળા, સાહેલડી !
દેહઝૂલે ઝૂલતા રે કે હાથ બે રૂપાળા, સાહેલડી !

ફૂલડાંને ઝૂમતે રે કે સોનલા સિતારી, સાહેલડી !
એવાં સૌભાગ્યનાં રે કે કંકણે પધારી, સાહેલડી !

સરોવરપંકમાં રે કે પંકજ ઉઘડે, સાહેલડી !
ધરતીના ચોકમાં રે કે પાય એમ ઉપડે, સાહેલડી !

કમલની પાંખડી રે કે પાંદડે પડીઓ, સાહેલડી !
મખમલની લીલુડી રે કે પાવલે મોજડીઓ, સાહેલડી !

ક્ષિતિજેથી કોઇ તો રે કે તેજફૂલ હેરે, સાહેલડી !
ઘૂઘરીની તારલી રે કે ઘાઘરને ઘેરે, સાહેલડી !

મોરલાની પાંખ બે રે કે ઉડતી ડોલે, સાહેલડી !
ચોરસાના ચોક તો રે કે એમ ચ્હડયા ઝોલે, સાહેલડી !

પૂર્ણિમાની ચન્દની રે કે શરદની સોહે, સાહેલડી !
રંગેલા અંગરંગ રે કે મોહિનીના મોહે, સાહેલડી !

મંજરી ગૂંથેલી રે કે આમ્રઘટા ઢળતી, સાહેલડી !
અંબરની જ્યોત્સ્નિકા રે કે દેહજ્યોતે ભળતી, સાહેલડી !

વારૂ વસન્તની રે કે ફૂલવાડી ફૂલે, સાહેલડી !
સાળુની વેલીઓ રે કે અંગ એમ ખીલે, સાહેલડી !

વાદળીની વાડીમાં રે કે વીજળી રમતી, સાહેલડી !
સારા સંસારમાં રે કે સુન્દરી ઘૂમતી, સાહેલડી !

એકાકી સારસી રે કે આભમાં ઉભી, સાહેલડી !
પ્રેમની પંખિણી રે કે એવી દીસે દૂભી, સાહેલડી !

સૂરજમાળા ચકાવે ચ્હડે એવો રાસ ઘૂમતો હતો. ઉષાનાં અંગો ઉપર ચન્દની ઢોળાતી હતી, ને અંગની ચન્દનીફરતું આભવર્ણું ઓઢણું ઉડતું. સરિતાની ઉર્મિઓમાં તરતી દીપનૌકાઓ ઝબકે ને મીંચાય તેમ ઓઢણાની ઉર્મિઓમાં ઝીકના તારલા તરવરતા. કમલનાં ફૂલ ઉપર જેમ ઘેરાં કમલપત્રોનાં ઘેર ઢંકાતા હોય ને પુષ્પને દાખવતા ઉડે ને પડે તેમ ત્હેનાં ચરણારવિન્દ ઉપર ચણિયાના ઘેર ઘૂમતા. વસન્તની અનિલલહરીઓમાં લતાઓ નાચે, તેમ ત્હેની કરલતાઓ રસલહરીઓમાં નાચતી. હૈયાના ઉમળકાને ઝીલી લેતી હોય ત્હેવી ત્હેની ચોળી નમતી. એ અજબ

ઉઘાડ ત્હેને આખે અંગે ઉઘડતો કે જે પુરૂષનયન સૃજનકાલથી સુન્દરીદેહે નિરખવા તલસે છે. ગગનના ચન્દ્રમાંમાંથી જેટલાં કિરણો પ્રસરતાં, તેટલાં રસનાં ઝરણો ઉષાવદનેથી આજ નીર્ઝરતાં. કો મહાકવિની મહાકલ્પના કલ્પે એથી યે ઉષા વધુ સુન્દર હતી. સુન્દરીઓ જેટલી શોભા શોધે તેથી યે વધારે શોભાવન્તી ઉષા શોભતી: જાણે પરમાત્માના ઉરમાંની સૌન્દર્યભાવના પૃથ્વી ઉપર મૂર્તિમાન અવતરી હોય ને!

મહેતાજી જેમ બાળાઓને વારાફરતી સવાલો પૂછે તેમ ચન્દ્રિકા વદનનાં હાસ્યે ને નયનનાં તોફાને સહુ સહિયરોને વારાફરતી પ્રશ્નનાં બાણ ફેંકી પજવતી. 'પ્રેમની પંખિણી' ઉચ્ચારતાં જ ભ્રકુટિચાપમાંથી મહાશર છોડ્યું ને ઉષાનું હૈયું વીંધ્યું.

ગાંડીવધન્વાનાં કે પુષ્પધન્વાનાં જેવાં સુન્દરીઓનાં શર પણ ભાગ્યે જ નિષ્ફળ જાય છે; ઘણાંખરાં લક્ષ્યવેધી જ હોય છે.

પિયુના પન્થમાં રે કે ન્હાવરી બાળા, સાહેલડી !
આંખડીમાં ઉડતી રે કે ઉરની જ્વાલા, સાહેલડી !
જગતની પૂર્ણિમા રે કે પ્રગટી શું આજે? સાહેલડી !
રૂપ કેરી ચન્દ્રિકા રે કે ઉછળી શી ગાજે? સાહેલડી !
સોનાપાલવડે રે કે વાદળી ઉગી, સાહેલડી !
પારસપૂતળી રે કે એવી કાં મૂંગી? સાહેલડી !

સારા ય વિશ્વની રે કે વાડી શે વેડા? સાહેલડી!
કોડીલા કન્થનો રે કે એવડો શો નેડો? સાહેલડી!

સૂર્યફરતી પૃથ્વી ફરે છે તે જ સમયે નિજ ધરી ઉપર પણ પૃથ્વીની ફેરકડી ફરે છે; ત્હેવા ચક્રરાસ ને ધરીરાસ, અને ત્હેમાં યે વળી અનેકવર્તુળી વર્તુળે, રાસેશ્વરીઓ રમતી હતી. મ્હને તો ભગવાનનું વચન યાદ આવ્યું કે રસના

**इश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति,**
**भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया;**

ને એ પૂતળાં નચવનાર નટેશ જેમ પૂતળીઓને અનેકવિધ માયાના ખેલ ખેલાવે ને જાદુગરા નાચ નચાવે ત્હેવી નગરની રસપૂતળીઓ આજ ખેલતી ને નાચતી હતી. વેલીઓના જેવો અંગવેલીઓનો હિન્ડોલ ડોલતો ને પ્રેક્ષકવર્ગનાં નયન ને નયનવાસી આત્માઓને યે ડોલાવતો.

અંગમાંથી આવડો રે કે આગનો ઉછાળો, સાહેલડી!
કોને દઝાડવો રે? કે પાંખ કાંઇ ઢાળો, સાહેલડી!

ઘડીક બે વર્તુળ મંડાયાં, ને સ્હામસ્હામી તાળીઓ ઝીલતી સુન્દરીઓની સ્હામસ્હામી રાસગતિથી પ્રતિકૂદડીઓ કરતી થઇ. સુકુમાર તરુવરોની ડાંખળીઓ જેવી એ કોમલાંગી તરુણીતરુઓની પાલવની પાટલીઓ સ્હામસ્હામી રસતાલીઓ લેતી દેતી કેશપાશથી સરી જતી સાળુકોર કોઇક સંકોરતી, પાલવની ઉડી–ઉપડતી પાંખો કોઇક

સમારતી. પણ ફૂલછોડના પરિમલ પુષ્પોમાં થઈને ઉડે તેમ એ ફૂલછોડ સરિખડો રસિકાઓના રસપરિમલ ત્હેમનાં નયનપુષ્પોમાં થઈને ઉડતાં ને પ્રસરતાં.

આજે વસન્તની રે, કે પંચમી આવી, સાહેલડી !
આવડી ઉતાવળી રે કે સખી ! ક્ય્હાં સિધાવી ? સાહેલડી !
કોકિલા બોલાવતી રે, કે ઉભલાં રહેજો, સાહેલડી !
દૂર તો એ દેશ છે રે, કે ડગ ધીરે દેજો, સાહેલડી !

'કોકિલા બોલાવતી' એ બોલની સાથે જ કરતાલી ને પદતાલીથી ભૂમિપગથાર ગાજવા માંડયો. 'ઉભલાં રહેજો' બોલતાં તો રાસધારિણીઓ ઉભી રહી ગઇ. ને સુવર્ણ ને રજતવર્ણો દેવહિન્ડોલ આગળ જાય ને પાછળ આવે એમ એ રસરંગીલીઓના યે સુવર્ણવર્ણા ને રજતરંગી રસહિન્ડોલ ધપતા આગળ જતા ને ધપતા પાછળ કૂદી બેસતા ને ઉભતા. ઘડીક તો એ કડીની રસધૂન જામી: પણ કોકિલમધુરી ધીરી ને મદલોલ હલકે.

સન્ધ્યાની ચન્દ્રિકા રે કે જ્યોત ઝીણી ઢાળે, સાહેલડી !
ઉતરે છે દર્શને રે કે તારલીઓ ટોળે, સાહેલડી !
વેરેલ ફૂલડાં રે કે સખીજને પન્થે, સાહેલડી !
પૂરેલ સાથિયા રે કે પ્રેમના કન્થે, સાહેલડી !
આનન્દે ઉજળાં રે કે જાવ રસગેહે, સાહેલડી !
રાણી ! સદા શોભજો રે કે નાથને નેહે, સાહેલડી !

રસિકાઓનો છેલ્લો શબ્દ, આભને વીંધી આથમતા

કિરણુ સરિખડો, આથમી ગયો. ગીતના વિલાસ આથમ્યા, પણુ નૃત્યની લીલા તો સવિશેષ જામી. મન્દિરના રંગમંડપના ઘુમ્મટમાં રંગેલી હોય છે તે રંગગોપિકાઓ સમોવડી આ રંગસાહેલીઓ મૌનનાં પરમ ગીત ગાતી ગાતી, આખ્ખા યે અંગના અદ્ભુત રસનૃત્યે નાચતી નાચતી, રાસદંડક સમી કરરેખ ઉછાળી કરતાલી લેતી–દેતી, હીચને હિન્ડોલે હીંચકવા લાગી. કટાક્ષનાં ફારમાં કામણુ, નખરાંની રંગબેરંગી રત્નચ્છાયાના ઈન્દ્રરંગ, ઉર્મિલાઓનાં અંગના હાવભાવની અમૃતછોળો, વિધવિધરંગી બપ્પોરિયાંના રંગઅજવાળાંની પેઠે, અન્તરિક્ષમાં ઉછળી રહ્યાં. રસલીલા ને ભાવવિલાસના જગતની સકલ કાવતા એ રતનચોકમાં ઉતરી ઘૂમણુ ઘૂમતી હોય એમ લાગ્યું. વડની વાડીને પાંદડે પાંદડે દીવા પ્રગટાવતો ચન્દ્ર તે સાહેલીઓને વદનપત્રે રસજ્યોત સળગાવતો હતો. મરકલડાંના મન્ત્રપાશ ને નેત્રપલ્લવીનાં જાદુજુવાળ વિસ્તારી રસની નજરબંધીનો ખેલ રાસધારિણીઓએ રચ્યો હતો. વીજળીની વેલ ડોલે એવો ઉન્નાનો દેહઝૂલો ઝૂલતો હતો. સરોવરની લહરે લહરે ચન્દ્રનાં પ્રતિબિમ્બ ઉછળે એમ એ રતનચોકના સરોવરિયાની રસીલીઓની વદનોર્મિઓમાં ચન્દ્રનાં પ્રતિબિમ્બો પથરાણાં હતાં જગતનું સૌન્દર્ય જાણે હેલે ચ્હડયું હતું.

આખરે પાળ તૂટે ને જળ ઝરી જાય તેમ એ રાસવર્તુળની રંગપાળ તૂટી ને રસનાં મોજાં ઉછાળતી સુધાધારાઓ સમી સુન્દરીઓ નિર્ઝરી ગઇ. વેલીઓ ફૂલ ખરે ત્હેવાં ત્હેમનાં હાસ્યનાં ફૂલ પૃથ્વીને પાલવડે ખરતાં હતાં.

એ શરત્પૂર્ણિમાએ મ્હેં જાણ્યું કે ઉષા મ્હારી આયુષ્યલીલાનું અમૃત હતી.

એ રાસ પૂરો થયો. કેટલીક સુન્દરીઓ શ્રમ ઉતારવા બેઠીઃ જાણે નવરંગી ફૂલડાંની ભરી ભરી છાબડીઓ. ઘડીક પછી બીજો રાસ મંડાણો, પણ ઉષા ત્હેમાં નહોતી ફરતી. એક ઓટલાની ધારને અઢેલી વાદળ ને ચાંદનીની ગૂંથેલી વેલી સમી તે નમેલી ઉભી હતી. સુવર્ણની અભ્રમાલા સરિખડી ચારેક સાહેલીઓ સમીપમાં ફરતી વિરાજતી.

રતનચોકના એક ખૂણામાં પીંપળાનું વૃક્ષ હતુ. ત્હેની શાખાની જાળીઓમાં થઇને ચન્દ્રતેજનાં ચાંદરણાં, ફૂલડાં સમાં, પૃથ્વી ઉપર વેરાયેલાં હતાં. ઉષા ઘડીક એ સ્થાને પધારવાની હતી માટે જ જાણે ચન્દ્રમાએ ચન્દ્રિકાનાં આદરપુષ્પો વેર્યાં હોય એમ લાગતું.

પીપળાના છાયાજલના કિનારા ઉપર જ એક ઝરૂખો હતો, ને તે ઝરૂખાની છાયાની કાંગરી અશ્વત્થછાયાના સરોવર જલ ઉપર પડતી. તે છાયાની કાંગરીમાં સખીઓ વચ્ચે ઉષા ઉભી હતીઃ જાણે દુર્ગ ઉપર દુર્ગાનો વિજયધ્વજ !

શરત્પુર્ણિમાની રાત્રિએ ચન્દ્રિકા છોડી છાયામાં રહેવું કોને ગમે ? પણ ઉષા તો સ્વયં ચન્દ્રમા હતી, એટલે ત્હેને ચાંદનીમાં રહેવું શું ને ન રહેવું શું ? અને જ્યહાં દેવી ત્ય્હાં જ ભક્તનું તો વિચરવું હોય. શરત્જ્યોત્સ્નાનાં અમૃત ત્યાગી, સ્નેહજ્યોત્સ્નાનાં અમૃત કાજે એ થડ પાસેની અશ્વત્થની ઉંડી ઘેરી છાયામાં હું પરવર્યો.

રાસ ચાલતો હતો. વ્હાલની વાણી અન્તરિક્ષભરતી નગર ઉપર ઉડતી હતી.

> રૂડી શરદ પુનમની રાત રે, ચન્દની ચમકે છે;
> વ્હાલી લાગે વ્હાલમની વાત રે, ચન્દની ચમકે છે.

સહુના અન્તરમાં હતું એ જ સહુ ગાતાં હતાં.

મ્હેં ધીમેથી કહ્યું, ઉષા !

પીંપળાનાં પાનમાંથી વાયુ વહતો તેથી યે ધીરો મ્હારો શબ્દ હતો.

ઉષાએ ન સાંભળ્યું, પણ સખીઓએ સાંભળ્યું. ઉષાનું નયન પુરુષભેદનાને પારખતુ હતું: સખીઓના શ્રવણ શબ્દોના ઉત્સુક હતા.

સપ્તર્ષિ અને આઠમા ધ્રુવરાજ સમોવડા આઠ શોધનદીવડાનાં અજવાળાં એકાએક મ્હારી ભણી વળ્યાં, ને હું ચમક્યો. બે ડગલાં અશ્વત્થછાયામાં હું પાછો ગયો કે એ સખીનયનોના શોધનદીવડા મ્હને ન ઓળખે.

પણ સુન્દરીઓના શોધનદીવડાથી કોણ છૂપું રહી શક્યું છે ?

એક સખીએ ઉષાને વૃથાયત્નમાંથી જગાડી, ને અશ્વત્થના થડ ભણી બીજું મનુષ્યથડ હતું તે દાખવ્યું. સખીકૃત્યના સમભાવ ને અનુકમ્પ નિહાળી ઓસરી ગયેલી હિંમત મ્હારી યે પાછી વ્હડી, ને મ્હેં કહ્યું, ઉષા !

ક્ષિતિજપારથી યે ધીરગમ્ભીર ઘન ગરજ્યે મોરલો

ઉત્કંઠ થાય એમ ઉષા ઉત્કંઠ બની, કલાપ સમારી સજ્જ થઈ. અશ્વત્થછાયામાં ઊંડું નિહાળ્યું. એ નજરની નીકમાં અન્તર વહતું હતું. માથાનો પાલવ સંકોરી ત્‍હેણે અડધો ગાલ ઢાંક્યો, ઉષાનું ઉર ઉછળતું હતું, પણ ચરણો લજવાતાં.

સાહેલીઓ અનુભવી અને તેથી બહાદુર હતી. અર્ધી ચન્દ્રમાં ને અર્ધી છાયામાં એક હલેતી નવયૌવના ઉભી હતી. મંગલ જેવાં ત્‍હેનાં રક્ત નેત્રો ચમક ચમક થતાં. ત્‍હેણે ઉષાને ધક્કો માર્યો ને કહ્યું: જો મ્‍હેણે, બોલાવે છે ત્‍હને, જા.

તે ઘડીએ અટારીમાંથી સખીઓને માથે પુષ્પવૃષ્ટિ થઇ, ને ચારે સખીઓને ઉદ્દેશે ચાર પુષ્પમાલાઓ અન્તરિક્ષથી વરસી. કલિયુગમાં યે પુષ્પમાલાઓ અન્તરિક્ષમાંથી વરસતી મ્‍હેં તો ત્‍હારે નજરે નિરખી.

ધ્રુવ અને પ્રહ્‌લાદને પ્રભુ મળ્યા હતા ત્‍હેવાં અમે મળ્યાં. કૌમારની અને યૌવનની અમારી સકલ સદભિલાષાઓ, આંબાને મ્‍હોર પ્રગટે ત્‍હેવી, પ્રગટી ને પ્રફુલ્લી.

મુમુક્ષુના મોક્ષ સમી અમારી યે તે-કાલ માત્ર તો-મોક્ષની ઘડી હતી.

રાસ ઘૂમતો જ હતો. અશ્વત્થને પાંદડે પાંદડે દીવા કરતો રાસધારિણીઓનો ગીતટહુકો ગાજતો.

ભરી ભરી અનન્તના લોક રે ચન્દની ચમકે છે;
મ્‍હારા વ્‍હાલમની હૈયાને ચોક રે ચન્દની ચમકે છે.

મધ્યરાત્રિ જામી હતી. દેવોના મુગટ સરિખડો જગતને માથે ચન્દ્ર વિરાજતો હતો. સંસારના વનની કુંજે-કુંજમાં ત્હેનાં અમૃતનાં પૂર રેલી રહ્યાં હતાં.

વૃન્દાવનમાં ગોપી ને કહાન મળ્યા હતાં ત્હેવાં અમે મળ્યાં.

અમારા અશ્વત્થછાયાના સરોવરજલને તીરે થઇને એવે એક ગોપિકા ગાતી ગાતી ગોકુળ તજી પોતાના વૃન્દાવનમાં ગઈ કે

કેમ રહિયે? કેમ રહિયે?
ગોકુળમાં કેમ રહિયે?

ઉષાના ઉરમાં યે એ ભાવનો ઉભરો હતો. પુષ્પ-પાંખડી ઉપર પાંખડી સમી અમારી કરતલિકાઓ હતી ત્હેને ચાંપીને ઉષાએ પૂછયું: મહિયરને ગોકુલ ક્ય્હાં સુધી રાખશો? સાસરવેલનું વૃન્દાવન ક્ય્હારે દેખાડશો?

કરમાં કર ગૂંથી મ્હારાં વદન તથા નયનને વાંચતી તે ઉભી હતી. ચન્દ્રિકા કિરણ ફેંકે છે ને પૃથ્વી ઝીલી લે છે એમ મ્હેં ઉષાની અંગુલિઓનાં ને નયનનાં કિરણ ઝીલ્યાં હતાં. મ્હારાં પોયણાંની સકલ પાંખડીઓ ઉઘડી ગઈ હતી.

મ્હેં ઉત્તર વાળ્યો કેઃ આ સમય આવ્યો છે ત્હેવો એ અવસરે આવશે, જીંદગીનાં બંધ બારણાં બધાં યે ઉઘડશે.

દુનિયાથી અલગ અશ્વત્થછાયાનો દ્વીપ હતોઃ તે દ્વીપમાં અમે બન્ને ઉભાં હતાં.

ઉષાએ વળી કહ્યું: મ્હારા અનિરૂદ્ધ ! નિત્ય નિત્ય મ્હને હવે ત્હમારાં જ સ્વપ્નાં આવે છે.

સ્વપ્નસંસારને આરે અમે ઉભાં હતાં: કંઇ કંઇ સ્વપ્નાં નિરખતાં ને કલ્પતાં હતાં.

કવિતાના ગગનમાં કલ્પનાનો પતંગ ઉડાવી કદી યે વીજળી ઉતારી છે? કવિ કવિતા રચે છે એમ અમે યે ત્ય્હારે જીંદગીની કવિતા રચતાં હતાં.

ઓ કલ્પનાના બાલક ! જીંદગીની કવિતા તો ત્હેં યે રચી છે ને? એ સ્વપ્નાની સંસારસૃષ્ટિઓ તો ત્હેં યે સરજી છે ને? અમારાં કવિતસ્વપ્ન એથી અનોખાં ન હતાં.

મ્હેં કહ્યું: પેલી ચિત્રલેખા ન હોત તો આપણું આજનું આ સ્વપ્નું યે સાચું ન પડત. જીંદગી જ સ્વપ્નું છે, આ ઘડી યે સ્વપ્નું છે, અને મ્હારે સ્કન્ધે આ ત્હારો મસ્તકનો મુગટ, પ્રફુલ્લ કમલપુષ્પ સરિખડો, વિરાજે છે—

એવે રાસચક્ર વેરાયું, ને એક રસરંગીલીનો બોલ ગાજ્યો કે ઉષા ક્ય્હાં? મધ્યરાત્રિ જામી છે: તો તે પોતાનો પૂર્ણિમાનો રાસ ગાય.

અમારો અંગુલીદોર તોડી ચન્દ્રપુષ્પોને અને મ્હારાં ઉરપુષ્પોને છૂટતી ઉષા છાયાસરોવરમાથી ચન્દ્રિકામાં અને સાહેલીઓમાં ગઇ.

જાણે આભનાં અતલ ઉંડાણ નિરખ્યાં હોય તેમ હું તો આશ્ચર્યમુગ્ધ જ ઉભો. સ્વર્ગદર્શન પછી કો માનવી પૃથ્વીપાટલે ઉતરે એવી મ્હારી સ્થિતિ હતી. જગતના ને જીંદગીના ભેદના પડદા સંકેલાતા લાગ્યા, ને જીવનના નાટકનો મહાપ્રવેશ ભજવાતો ભાસ્યો.

ઉપર અશ્વત્થ છાયા પાથરતો, ને ચાંદની યે દઝાડે નહીં માટે માથે છત્ર ધરતો. હું અશ્વત્થની ગુહામાં હતો, ઉષા ચન્દ્રિકાનાં અમૃતમાં હતી.

કોયલનો શબ્દ જાણે ગાજતો આવે એમ મ્હારી કોકિલા ટહૂકી. સખીઓનું આમન્ત્રણ સ્વીકારી ઉષાએ રાસ ઉપાડ્યો.

ઉગી કાંઇ શરદની પૂર્ણિમા રૂપાળી,
વિરાટ આજ રમણે ચ્હડ્યો રે લોલ.

બીજા રાસ સરિતાની લહરીઓ સરિખડા હતા; આ તો જાણે રસસાગરના મહામોજ ઘૂમતા ને વિસ્તરતા લાગ્યા.

ગગનનો ચન્દરવો ભરી એ ટહૂકો ગાજતો. વિરાટની પેઠે ઉષાનું અન્તરે રમણે ચ્હડ્યું હતું. એના કંઠમાં એ ઉલ્લાસનો ઉછાળો હતો, એની અંગઘટા એ મહઝોલે ઝોલાં ખાતી હતી. મ્હારા ઉરના ઉંડાણમાં એ ટહૂકો ઉતર્યો, ને અંતર્જલશાયી વિરાટને યે રમણે ચ્હડાવ્યો. મન્દરાચળની દોરી ખેંચતાં ક્ષીરસાગરમાં વમળવર્તુળો ઉપડ્યાં

હતાં ત્હેવા મ્હારા ઉરના સાગર વ્હલોવાવા ને ઉછળવા માંડયા.

ચન્દ્રકિરણુની કલિકાઓ સરિખડી સુન્દરીઓ રાસમાં ઘૂમતી હતી. ઉષાને શબ્દે શબ્દે ઉરની દોરીને આંચકો વાગતો. મ્હારાથી તે અન્તરનું વ્હલોણું ન ખમાયું, ને હું ચાલ્યો.

ઉષાનો બીજો ટહૂકો મ્હારા આત્માના મહાનુભાવ અભિલાષનો જગતમાં જાણે પડઘો પાડતો પાડતો, ચન્દ્રિકાના જલમાં તરતો–સરતો આવ્યો.

લોકલોક ગાજે ગભીર રસતાલી,
વિરાટ આજ રમણે ચ્હડયો રે લોલ.

તે બાલિકાએ વિરાટને રમણે જ ચ્હડાવ્યો હતો. બ્રહ્મ બ્રહ્માંડલીલા વિસ્તારી એ અવસરનો ટહૂકો ઉષા પાડતી હતી. મ્હારા ઉરમાંનું તેમ જ બહારનું બ્રહ્માંડચક્ર સમસ્ત આજ મહારાસમાં ફૂદડી ફરતું મ્હને ભાસ્યું. ગોપિકાના ફૂલગૂંથ્યા ઘાઘરના ઘેર સમો ચન્દ્રની તારકગૂંથી ચન્દ્રિકાનો ઘેર ગગનમાં ઘૂમતો દીઠો. વિરાટની ઘેરીગભીરી રસતાલીનો અનહદ નાદ અવકાશના મહાસાગર ઓળંગી લોકલોકમાં પરવરતો લાગ્યો. રાસઘૂમતી કો રસીકા સમોવડી પૃથ્વી યે ઘૂમડાં ઘૂમતી ભાસી. ઉડતા વિમાનમાં બેઠેલ માનવી યે ઉડે તેમ રમણે ચ્હડેલા વિરાટમાં હું પણ વીંઝણા જેવો રમણે ચ્હડયો. હું ક્ય્હાં હતો, ક્ય્હાં જતો, તે

મ્હારે સર્વ શૂન્યવત્ હતું. વિરાટ ઘૂમતો, ચન્દ્રિકા ઘૂમતી, હું ઘૂમતો, ને રાસમાં ઉષા ઘમતી. મ્હારે તો તે સમયે એ જ એક પરમ સત્ય હતું કે બ્રહ્મરાસમાં બ્રહ્માંડનું ને બ્રહ્માંડનાં બાલકોનું નિરન્તરનું ઘમવું.

રાધિકાજી ને કૃષ્ણચંદ્ર રમ્યાં હતાં, મહામાયા ને પરબ્રહ્મ રમે છે, તે પરમ જીવનરાસ ઉષાએ ને મ્હારે યે આયુષ્યભર રમવો એ જ મ્હારા અમર શા આત્માનો ઉદ્દેશ ને આદર્શ, લક્ષ્ય ને મોક્ષ હતાં: એ જ અમારા રસજીવનની કાલાતીત રસલીલા હતી.



૮

# કૃષ્ણપક્ષ

કાલ ને અવકાશવાળા આ જગતમાં તો વિયોગ વિનાના સંયોગ દીઠા નથી, વિરહ વિનાના વિહાર સાંભળ્યા નથી. દિવસ ને રાત્રિની ઘટમાળ ફરે છે ત્ય્હાં સૂધી અજવાળિયા પછી અન્ધારિયું જ ઉતરશે બ્રહ્મમંડલમાં અનસ્ત તેજનો તે બ્રહ્મદિવસ ઉગશે ત્ય્હારે રાત્રિઓ સંકેલાઈ જઈ કૃષ્ણપક્ષના અન્ધકારપડદા યે વીંટાળાશે, ને પરમજ્યોતિનાં જ એક સાગરજલ વિસ્તરી રહેશેઃ સત્ ને ચિત્ના ત્ય્હારે પરમાનન્દ પ્રગટશે.

મૃત્યુલોકમાં તો ત્હેની આશા જ છે.

માનવી અમ્મર નથી, ને જન્મ ને મૃત્યુ જેવા સંયોગ ને વિયોગે માનવજાતિને, દેહના પાકા રંગ સરિખડા, દિધેલા જ છે.

મ્હારે યે એવું થયું. આશાને હું જીવનાધાર માનતો, પણ ઈતિહાસ તો નિરાશાના જ રચાવા લાગ્યા.

ને કોને એવું નથી થયું ? એવું મનુષ્ય કોઇએ દીઠું છે કે જેના અન્તરમાંથી વિષાદની બાષ્પ ન ઉછળી હોય ? કે જેનાં નયનમાંથી શોકનાં અશ્રુ ન વરસ્યાં હોય ? દીઠું હોય તો દાખવો, ઓ દુનિયાના ડાહ્યા ! એવું કોઇ માનવી.

વિરહઝાળમાં ન દાઝયા હો તે મ્હને સુખેથી હસજો; જેમણે એ ભડકાના ભેખની કફનીઓ ઓઢી હોય તે અનુકમ્પા ધારજો!

પૃથ્વીપરિક્રમણાવાસીઓ અનુભવે છે કે પૃથ્વીના પગથાર સપાટ નથી. બબ્બે–ત્રણ ત્રણ ગાઉ ઊંચા–આડા પર્વતકોટ ને શૃંગકાંગરા છે, બબ્બે–ત્રણત્રણ ગાઉ ઉંડી ફરતી મહસાગરની વિશાળ ખાઈઓ છે. છતાં યે રણશૂરા એ તરે છે, ને ઓળંગે છે, ને જગત્ દુર્ગે જયધ્વજ રોપે છે.

દુનિયામાંનો કો અજીત દુર્ગ કોઈ દાખવશો ?

જીવનમાં વારંવાર નથી આવતી એવી તે મ્હારી શરત્પૂર્ણિમાની વળતી સ્હવારથી જ જગતમાં ને મ્હારા જીવનમાં કૃષ્ણપક્ષ બેઠો. ત્ય્હાં સૂધી અમ સૌભાગ્યના ચન્દ્રની એક એક કલા વધતી જતી હતીઃ તે પછી ત્હેની એક એક કલા ઘટવા માંડી.

અમારા ભાગ્યના! સોળપાંખડી કમળની એક એક પાંખડી હવે નિત્ય નિત્ય ખરતી થઇ. વણકરમાતાં પુષ્પો તો દેવવાડીનાં. માનવી પોતે કરમાય છે, તો માનવીની વાડીઓ ને વાડીઓનાં ફૂલડાં યે કાળની ઝાળમાં કરમાય જ ને ?

રોજ બ્રહ્મમુહૂર્તે હું જાગતોઃ આજ બ્રહ્મમુહૂર્તે ઉંઘ્યો. મ્હારા જીવનની ગંગાએ અવળું વહેવું આદર્યું.

પૂર્ણિમાને વળતે દિવસે હું સ્હવારે દશેક વાગતાં

ઉઠયો. માતાએ આરોગ્ય પૂછયું. આરોગ્ય પૂછયું. આરોગ્યના પ્રશ્નોત્તરમાં અર્થહીન એક શબ્દ લોકસંઘ વાપરે છે, ને ભલી માતાને ઉત્તર દેતાં મ્હેં પણ ત્હેને કુમકે બોલાવ્યો, ને કહ્યું, ઠીક છે. શરીરનો થાક તો મ્હારો ઉતર્યો હતો, પણ મનના વિશ્રામ વળ્યા ન હતા. પણ આરોગ્ય પૂછે છે ત્ય્હારે સૌ શરીરનું જ પૂછે છે ને? અન્તરનું આરોગ્ય કેટલાક પૂછે છે? જગતમાં વૈદ્યરત્નોએ દુકાનો ખોલી છે તે યે દેહનાં આરોગ્યની. આત્માના આરોગ્યની ઔષધીઓના સાચ્ચા ધન્વન્તરી ક્ય્હારે અવતરશે? એ પ્રભો?

માનવીઓની મહાપાઠશાળાઓમાં માનસશાસ્ત્ર ખીલે છે, પણ મનસ્‌નાં નિદાન ને ચિકિત્સા, શસ્ત્રવિદ્યા, ઔષધીશાસ્ત્ર ને આરોગ્યસંહિતાઓ ક્ય્હાં? મનસ્‌ની ચરકાચાર્ય ને સુશ્રુતાચાર્ય તો ઉષાની પેલી અનુભવિયણ સખીઓ હતી કે જેમણે ઉષાને અશ્વત્થછાયામાં મ્હારા કરમંડલમાં મોકલી હતી.

પણ એ છાયાદ્વીપમાં ઉષાના આવવાની ઘડીથી જ અમારો કૃષ્ણપક્ષ બેઠો.

લોક પોતે વાંછે છે તે બીજાને કેમ વાંછવા દેતા નથી; લોક પોતે કરે છે તે બીજાને કેમ કરવા દેતા નહીં હોય?

એ અશ્વત્થના છાયાસરોવરની કિનાર ઉપર જે અટારીની છાયાભૂશીરની પાળ પડતી હતા તે અટારીમાં ઉષાનો મ્હોટો ભાઇ ને તેના ત્રણ મિત્રો હતા. ચન્દની-

ઓઢેલી સાહેલીઓ ઉપર તેઓએ અન્તરના ઉમરા સમી અન્તરિક્ષથી પુષ્પવૃષ્ટિ કરી હતી. પણ ઉષા ઉપર મ્હેં અન્તર્વૃષ્ટિ કરી તે ત્હેમણે જોઈ, ને ન રૂચી.

પોતે નયનથી નયન મિલાવ્યાં, ને હસ્યા, ને આઠનાં સોળ નયન કીધાં. પણ ઉષાએ બેનાં ચાર કીધાં, ને હસી, તે ન ગમ્યું.

બીજે દિવસે સ્હવારે ભાઇએ પિતાને પોતાની કથા ન કહી, પણ બ્હેનની કથા કહી. પિતાને પોતાનો કે પુત્રનો યૌવનયુગ યાદ ન આવ્યો: માત્ર પુત્રી જ યૌવનદોષની દોષિતા લાગી.

અડધું કહેવાથી અવનીમાં અનર્થ થાય છે એટલા આખું કહેવાથી નથી થતા.

ભાઈને જે પરનું પાપ લાગ્યું, પિતાને તે ભૂલ ભાસી, માતાને એ હલેતાપણું જણાયું. છતાં એ કૃષ્ણપક્ષની પ્રતિપદાને દિવસે ઉષાને હુકમ મળ્યો કે દેવદર્શને કે ઘર બહાર જતાં ત્હેણે માતા કે મ્હોટી બ્હેનનો સંગાથ કરવો.

કેટલાક હુકમ તો તોડવાને માટે જ ક્હડાય છે ને? લોક ભાગશે એમ માનીને જ કેટલાંક ખેતરોની વાડો વિશેષ મજબૂત રચાય છે.

ઉષાને આજ સુધી નાથ ન હતી તે ન્હડાવવા માંડી. પણ ગાય કે વાછડીને નાથ કય્હાંઇ દીઠી કે સાંભળી છે?

પ્રતિપદાની સ્હાંઝે માતાની આંગળીએ વળગી, જાણે સંસારમાં માતા દોરતી હોય તેમ, ઉષા દેવદર્શને આવી. હું દેવમંડપમાં હતો, ને મન્દિરનાં પગથિયાં ચ્હડતાં તે ધેનુ અને ધેનુવત્સાને મ્હેં દીઠાં. વાછડીનાં નયન, વાછડીનાં ચરણની પેઠે, ધેનુ પછવાડે જ ચાલતાં હતાં. પણ યૌવનને—ને ત્હેમાં યે નિર્દોષ યૌવનને—લગામો કેટલાંએ ને કેટલી ચ્હડાવી છે ?

દેવદર્શને ઉષા ગઈ ત્ય્હાં દેવમૂર્તિમાં દેવ ન દીઠા—કે પછી ગમે તે હો,—પણ ઉષાની આંખડીઓ હિન્ડોલે ચ્હડી ને મન્દિરને ઘુમ્મટ ઘૂમડી ખાઈ મ્હારા ઉપર ઉતરી. આજ એમાં ઉલ્લાસ કે પ્રોત્સાહન ન હતાં, પણ પ્રશ્ન ને ચિન્તનભાર વિરાજતા.

વિજળી જેવી તે મીટ પલક પલકી ને નમી ગઈ. વાદળાં જેવાં પોપચાંમાં એ પ્રકાશ ઢંકાયો.

યૌવનનો ઝરો ઉછળે ત્ય્હારે વડિલોએ ત્હેને નિર્મળી છાંટવી, સરોવરમાં વાળવો. એ પાતાળઝરણ સદાનું સજીવન છે, ને જગતનાં કલ્યાણ કાજે જગતના કલ્યાણ-નિધાન પ્રગટાવે છે.

મ્હારાં ને ઉષાનાં યૌવનનાં ઝરણ પ્રગટયાં હતાં, ને ત્હેમના ધોધ ગડગડતા હતા. પણ ઉપર કૃષ્ણપક્ષના અન્ધકારઓળા તરવરતા.

ઉષા ગઇ, ને ત્હેની ને મારી વચમાં અણદીઠ વાતા-વરણ સમા અન્તરાય કોઇએ પાથર્યો લાગ્યા.

એ સ્હાંઝરે ઉષાની ભમ્મરો અણુસંકોરેલી અને કરચલિયાળી ઘોરંભાયેલી હતી. કૃષ્ણપક્ષની પ્રતિપદાનું તે ચિહ્‌ન ને પરિણામ હતું. આખી યે રાત્રિ મને તે ઘોરંભાયેલી ભમ્મર ને ત્‍હેમાંની અન્ધારરેખ કરચલીઓનાં સ્વપ્નામાં પુનર્દર્શન થયાં.

વળતી સ્હવારે નદીએ ન્હાઇ આવ્યા પછી માથે હેતનો હાથ પંપાળતાં મ્હને માતાએ ફૂલફોરમને શબ્દે કહ્યુંઃ દીકરા! લોકને મ્હોડે કંઇ ગરણું છે? જગત તો નરાતાર જૂઠું છે. પણ કોઈની પાછળ આપણે ભમીએ, કે આપણી પાછળ કોઈ ભમે? મ્હારા તો કહાન કુંવરને કોડીલાં રાધા રાણી લાવીશું--આભમાંથી ચન્દ્રમા ઝડપીને ઉતારીશું. હું તો જાણું છું એ બધી યે છોકરીઓના છાક.

મ્હારી માતા ઉત્તર માગતી નહીં, આજ્ઞા જ કરતી; એટલે મ્હારે કાંઈ બોલવાનું ન હતું.

બ્રહ્મમુહૂર્તનો ભોગી કીયો બ્રાહ્મણ ઉષાદર્શનનો અભાગી રહે છે? મ્હારે યે એવું થતું. જ્યહાં જાઉં ત્‍હાં અજવાળાની પૂતળી જેવી ઉષા સ્હામી જ મળતી.

આણુ ફેરવી સ્હવાર ઉગતાં કેટલાંએ અટકાવ્યાં છે?

તે દિવસે સ્હવારે ઉષાને માથે જલબેડલું, મન્દિર ઉપરના કળશ સરિખડું, ઝગારા મારતું, પણ કેશભાર વિખરાયેલો ને સંસ્કારવિહોણો હતો. તેજના પંખા જેવી ઉડતી ઓઢણીની કોરમાંથી તો એકાદ બે શામળી લટો બહાર ફરફરતી. રમતિયાળ ગતિથી પહેલાં જાણે તે સારે રસ્તે નાચતી જેવી જતી આવતી. વિચારભારવિહોણી તે

નૃત્યગતિ ઓસરી હતી; ચિન્તનનો પડછાયો ત્હેનાં પગલાંમાં આજ પડતો જણાતો. મ્હોટી બહેનની હારેહારે હેલ ભરીને તે ગઇ. માત્ર જલ ભરતાં ભરતાં ક્ષિતિજ-મંડલની યાત્રા ત્હેના દૃષ્ટિકિરણે કરી લીધી, ને ક્ષણેક–અધક્ષણેક મ્હને ખરતા તારાની એ જ્યોતિએ ઝાંખ્યો.

દેખીતી રીતે જ ઉષા આજ્ઞાપાલક પુત્રી હતી, કહ્યાગરી કુંવરી હતી. પણ માતાપિતા એવી આજ્ઞાઓ ક્યાં કરતાં હશે કે ન પળાય ?

માનવી વીસરી જાય છે કે પુરૂષની દેવી સ્ત્રી છે, સ્ત્રીનો દેવ પુરૂષ છે. આણુના અન્તરાય માંડશો ત્હો યે ત્હેમનાં અન્તર પરસ્પર ઉભરાશે ને પૂજશે. નરનારીનાં તત્ત્વો અન્યોન્યાશ્રયી છે, અન્યોન્યને કાજે છે. એ લોહ-ચુંબકને વેગળાં રાખ્યે આકર્ષણ આથમશે નહીં, પરસ્પરને પામશે ત્ય્હારે જ સ્થિતિસ્થાપકતાના સામ્ય ને સૌમનસ્ય સધાશે. જગતના બનેલા ને કલ્પેલા સહુ ઇતિહાસ સાક્ષી પૂરશે કે વિયોગથી યોગવાંછના શમી જતી નથી.

એ એક ઝરણુ છે કે જેમાંથી અનેક ઝરણો નિર્ઝરે છે. એ સહુ ઝરણો સાગરમાં જઇ સંગમ નહીં પામે ત્ય્હાં સુધી સાધારણ રૂપે, ધોધ રૂપે, નદી રૂપે, મહાનદ રૂપે—અનેક રૂપે એ ભણી વહશે, કે જ્ય્હાં જીવનના સંગમવિશ્રામ લાધે છે. જે જલ સરોવર સરિખડાં જગતને આરે એકાકી ઉભે છે એ ય આખરે વરાળ થઈ ઉડે છે, અને તે જગતશિખરે સંગમ પામે છે, કે જ્ય્હાંથી ત્હેમનો જન્મ થયો હતો.

સ્ત્રીપુરૂષનાં અન્તર્ઝરણાંની કથા યે કંઇક એવી છે.

અમારો કૃષ્ણપક્ષ જામતો જ ગયો. ઉષાના ગાલ ઉપરનું છુંદણું દિવસે દિવસે વધારે શ્યામ થતું હતું. ત્હેને વદને ગોપિકાનો રંગ મટી શ્રી કૃષ્ણચન્દ્રના રંગની છાયા પથરાવા માંડી. એ રંગછાયા જ મ્હને કહેતી કે ગોપીકા નિજ કૃષ્ણચિન્તનથી કૃષ્ણમય થતી હતી.

મોરની કલગી યે કેટલીક વેળા ઘેરી પડે છેઃ ઉષાની ભમ્મર વચ્ચેનું છુંદણું યે એમ શામળું પડતું.

ચન્દ્રની કોરે દિનદિને ભાંગતી ગઇ, ને રાત્રિઓ કાળી પડતી ગઇ. શ્રાવણનાં સરવડાં જેવાં અમારાં નયનમાંથી આસોમાં યે સરવડાં કોઇ કોઇ વેળા વરસતાં. ઉષાના ઓઢણાની કાળી કોર જેવી ઝીણી ઝીણી વર્તુળરેખાની કાળી કોર બન્ને પોપચાં ફરતી દોરાતી હતી. કૃષ્ણ મહારાજે શ્રી રાધિકાજીને પોતાનાં જ જાણે લોચન ધરાવવા ન માંડયાં હોય !

ચન્દ્રિકા મ્હારા મુખ ઉપરના ઉચાટના શબ્દો વાંચી ગઈ હતી. ને પૂછતી; ભાઇ ! શું છે ? હું કહેતો, સ્હેજઃ મારા જેવું ત્હને મા હજો ! પણ તે સ્હમજી ગઈ કે અન્તરના અગ્નિના ધૂમાડાના ગોટાની રજ મ્હારા વદન ઉપર પથરાવા માંડી છે.

મ્હારા ઉરમાં રાત્રિએ ધરતીકંપ જેવું થતું. ને હું વારંવાર નિદ્રામાંથી જાગી ઉઠતો, ને નયન ડોલતાં, ને સારા વિશ્વને ડોલતું નિહાળતાં.

એમ કરતાં કરતાં આસોનો કૃષ્ણપક્ષ અડધોક વીત્યો.

કોઈ કહેશો કે પ્રકૃતિનો રંગ કીયો ? પ્રભુ કૃષ્ણ રંગે અવતર્યા હતા, ને જગતછત્ર સમા વાદળાંનો યે શામળો રંગ છે. પ્રકૃતિમાં ઉતરતાં પરમાત્મા પ્રકૃતિનો રંગ ઓઢે છે, ને આત્મા જન્મે છે ત્હારે શરીરથી જ ત્હેનાં દર્શન થાય છે. અન્તરના અગ્નિ અવતરે છે ત્હારે વદનની ધૂમ્રરજથી તે ઓળખાય છે. મ્હને લાગ્યું કે મ્હારા ઉરના જેવો જ જ્વાલામુખી ઉષાના ઉરમાં યે ભભૂકતો હતો, ને ત્હેમના ધૂમાડાની ધૂળ અમારા મુખપત્રે ચ્હડતી હતી, ને પ્રાકૃતિક રંગે રંગતી હતી.

એ બધું છતાં યે એમ નથી લાગતું કે દિવસ ને રાત્રી ઉભય પ્રકૃતિનાં બાળક છે ? રાધા ને કૃષ્ણ બન્ને પ્રાકૃતિક રસમૂર્તિઓ છે ? શ્વેતમાં શામળ માંડીને વેદ-ઋચાઓ લખાઇ છે, ને જગતઈતિહાસ સહુ એમ જ લખાશે ને ? તેજ ને અન્ધકાર–ઉભયના યે શું આદ્ય રંગો નથી?

એ એકાદશીએ સ્વર્ગનાં દ્વાર મ્હારે માટે તો ખુલ્લાં ન હતાં; દેવમન્દિરે ઉષાનાં દર્શન ન થયાં, ને દેવનાં મન્દિર દેવી વિનાનાં સૂનાં ભાસ્યાં. સાંભળ્યું કે ઉષાને તાવ આવ્યો છે.

વિરહિણીઓને તાવ કેમ આવતા હશે ? કોઇ કહે છે ક્રોધીને યે તાવ આવે છે, ને શૂરવીરોને યે તાવ આવે છે. હૈયાનું રૂધિર ઉષ્ણ છે, ને એ રુધિરનો ઉભરો યે ઉષ્ણ છે; ને ક્રોધ ને વિરહ ને શૌર્યની ઘડીઓમાં હૈયામાં ઉષ્ણતાના ઉભરા આવે છે.

ચન્દ્રિકા એક દિવસ ગાતી હતી, ને એ ત્હેનું ગીત

પછી વારંવાર ગાઇ સંભળાવી હું ત્હેને ચ્હીડવતો. આજે એ મ્હને ચ્હીડવવા આવી, ને કંઈ કંઇ નખરેચાળે નાચતી નાચતી મ્હને ધરાઇને પજવવા લાગી કે

લકડી જલ જલ હુવે કોયલે, કોયલા જલ હુઇ રાખ;
મેં વિરહસેં ઐસી જલી કે ન રહે કોયલે, ન ખાખ.

અમે ભાઈબ્હેન પરસ્પરને પજવતાં, પણ એકતારાના બે તાર જેવા અમારા અનુકમ્પ હતા.

એ જે અગ્નિથી દાઝેલી હતી, ત્હેની જ્વાળામાં હું આજે ભડભડ સળગતો હતો.

દુનીયાડાહ્યાંઓ કેટલીક વાર ગાય છે કે–

દિલની કહિયે નહીં, દિલ તો દઇયે નહીં.

પણ શું એ ગાનારાં સાચ્ચાં છે? દિલના દિલારામ ઠામઠામ નથી, ચૌટે ને ચોરે નથી. પણ જે માનવીને દિલનું દિલારામ કોઇ યે નથી, ત્હેને દિલ જ છે કે નહીં એવી શંકા છેક અસ્થાને નથી.

ચન્દ્રિકા ને હું પરસ્પરનાં દિલના દિલાસા હતાં.

વાઘ બારશને દિવસે ઉષાનો વાઘ ચીતરવા ચન્દ્રિકા ઉષાને ઘેર ગઈ. મ્હેં તો કહ્યું, વાઘણુને વળી ચીતરવી શી? ચન્દ્રિકા કહે, ના ચાલે; લોકાચાર કરવા જોઇએ.

ઉષાનો વાઘ ચીતરવા જતાં ચન્દ્રિકા જ વાઘણ ચીતરાઇને આવી. તે આમ બન્યું:—

ઉષાની હવેલીએ ચન્દ્રિકા ગઇ ત્યહારે ઉષાની માતા

ઉષાને ગુલાબજળનાં પોતાં માથે મૂકતી હતી, ને એમ ભાગ્યદેશે ઠંડક કરવા મથતી હતી. ચન્દ્રિકાને દેખતાં જ ઉષા બેઠી થઇ ગઇ, ને બોલાવા માંડી. માતાએ ત્હેને વારી, પણ ન ગણકાર્યું. અમારા ઘરની વાછડી યે કોઇ કોઇ વાર તોફાને ચ્હડે છે, ને માનું માનતી નથી. પરિણામના નિવારણ કાજે કારણનું નિવારણ કરવાના ડહાપણથી ઉષાની માતાએ ચન્દ્રિકાને કહ્યું: બેટા! તું આવે છે ને ઉષા ઘેલી થાય છે. ઉષાને ત્હારે ગાંડી કરવી છે? ત્હેની ઘેલછા ઘર કરશે તો?

ચન્દ્રિકા ઉઠી. કંઇ કંઇ વાતો કહેવા ગઈ હતી તે બધી યે અન્તરૂસંચમાં જ સંચી રાખી તે પાછી વળી. ઉમ્બર ઉતરતાં એ ચિન્તનમૂર્છિત બાલાને ઠેશ વાગી, ને બ્હારીએથી ઉષાના ન્હાના ભાઇએ કહ્યું: હમેશનાં ઘેર રહેવા આવો તો બાને કહું. ચન્દ્રિકાએ સાંભળ્યું, ને ઉંચે જોયું. ચન્દ્રિકાનો જ વાઘ ચીતરાયો, ને વાઘણ જેવી તે વીફરી. લોચનોમાંથી ને મુખમાંથી ભાલા મારતી તે બોલી: ત્હારી બેન તો મ્હારા ભાઇને ઘેર નિત્ય રહેવા આવશે તે જોજે.

તે દિવસથી ચન્દ્રિકાને અને ઉષાના એ ભાઇને સ્હામસ્હામા મમતના અંટસ બન્ધાયા. એ સંગ્રામના સેનાનીઓ નિરાળાં હતાં, ને એ રણક્ષેત્રનાં સુખદુ:ખભોગી હું ને ઉષા હતાં.

વિશ્વવ્યવસ્થામાં અટૂલ ન્યાય છે કે નથી?

ત્રયોદશીના લક્ષ્મીપૂજનમાં મ્હેં તો ઉષાલક્ષ્મીનું

માનસિક પૂજન કર્યું, ને મ્હારા ગૃહવાસમાં ત્હેનો વાસો વાંછ્યો. લક્ષ્મીને દેહે, સંન્યાસીને દેહે, ને સુન્દરીને દેહે મ્હને તો ગેરૂનો જોગિયો રંગ ગમતો.

આસોનો શુક્લપક્ષ અનુપમ ઉજળો છે, તેમ આસોનો કૃષ્ણપક્ષ અનુપમ અન્ધારો છે. રજનાં કે વરાળનાં પગથાર એ માસમાં જ્યોત્સ્નાવર્ષાને નથી રૂંધતા, તેમ જ તિમિરવર્ષાને યે નથી રોકતા. બીજી ઋતુઓમાં તેજ ને અન્ધકારને મેલ ચ્હડેલા હોય છે, શરદમાં તેજ તેમ જ અન્ધકાર સ્વચ્છ ધોળાં ને નિર્મળ કાળાં ઉતરે છે. પૂર્ણિમાએ અનુપમ ઉઘડેલો મ્હારા ઉરનો પ્રકાશ અમાવાસ્યાએ અનુપમ રીતે જ હોલવાઇ ગયો.

વર્ષનો અન્ત આવતો ગયો તેમ તેમ કૃષ્ણપક્ષે ભીષણ રૂપ લેતો ગયો. જતાં જતાં જાણે વર્ષ અન્ધકારના ભંડાર ઠાલવીને જતું હોય એમ રાત્રિઓ વધારે ને વધારે ઘોર ને અન્ધારી બનતી ચાલી. જગતનાં સકલ પાપ પ્રગટી નીકળતાં હોય ત્હેવું તિમિરવન વિકરાળ ને ભયાનક ભાસતું.

ચતુર્દશીનાં ખીરવડાં જગતે હનુમાનજીને ધરાવ્યાં, ને પ્રસાદ લીધો; પણ હનુમાનજીનાં વાગ્વિશારદતા સેવાભક્તિ બ્રહ્મચર્યાદિ ગુણોનો પ્રસાદ લેવા જગત કાંઈ બન્ધાયલું ન હતું. આખા વર્ષમાંની અન્ધારામાં અન્ધારી એ કાજળકાળી રાત્રીએ અન્ધકારપૂજક લોકોએ અન્ધકારનાં દેવદેવીઓની સાધના કરી, ને મારણમન્ત્રો સાધ્યા.

મ્હેં તો તે પ્રકાશની પ્રાર્થના કરી કે જે જગતમાં આજે યે અદ્વિતીય છે.

વહેતાં વ્હેણમાં વહેવામાં યે કળા જોઇએ છીએ. પણ સ્હામે પૂરે તરવામાં તો કળા ને વીરત્વ ઉભય આવશ્યક છે. તરતાં શીખ્યા પછી મ્હને ઘણુંખરૂં સ્હામે પૂરે તરવાની જ કુટેવ હતી. ભમરીઓમાં હું ભૂશકા મારતો, ને વમળોમાં વ્હામ ભરતો. જગતના સહુ જોદ્ધાઓને એવા જંગ જીતવાના હોય છે.

વર્ષભરનાં વ્યાપારી સરવૈયાં બીજે દિવસે લોકોએ ચૌટામાં કહાડ્યાં, ને નફોતોટો પારખ્યો; પણ જીંદગીના વ્યાપારનું સરવૈયું કોઇકે જ કહાડ્યું હશે. મન્દિરોમાં ઉત્સવો થયા, રામચન્દ્રજી અયોધ્યા નગરીમાં પ્રવેશ્યાની વાર્ષિક તિથિ સહુએ ઉત્સાહથી ઉજવી, ને રામમન્દિરોમાં ગવાયું કે

અવધમેં આનન્દ ભયો,
ઘર આયે શ્રી સીતારામ.

પણ મ્હારા વિરહનો વનવાસ તો હજી પૂરો થયો ન હતો.

બીજી બધી માસિક અમાવાસ્યા હોય છે, આ તો વાર્ષિક અમાવાસ્યા હતી. બારે કૃષ્ણપક્ષનાં એકત્ર તિમિરપૂર હોય ત્હેવા અન્ધકારના બારે મેઘ તે રાત્રિએ ઉલટ્યા હતા. ક્યહાંક એ અન્ધકાર ઉજાળવા ને ક્યહાંક એ અન્ધકાર દર્શાવવા જાણે કીધી હોય, ત્હેવી દેવમન્દિરે ને લોકમન્દિરે દીપમાળાઓ પ્રકાશતી. તારાઓ ફરતાં અભ્રઘેર ઝમે છે,

ત્હેવી દીવાઓ ફરતી અન્ધકારની ઝાલર ઝઝૂમતી હતી. તેજઅન્ધકારના નિત્યસંગ્રામમાં આજની રાત્રિએ તો તેજસેના હારતી ભાસતી હતી.

મ્હારા યે અન્તરમાં એમ હતું. આશાનિરાશાના રણસંગ્રામમાં આશાનો પરાજય થતો લાગ્યો, ને નિરાશાના કૃષ્ણપક્ષની છેલ્લી મહાઘોર અન્ધકારવન્તી અમાવાસ્યા વિજયવન્તી થતી ભાસી.

એક રાત્રિ આવી કાળી ને લાંબી મ્હને લાગીઃ તો છ માસની જ્યહાં અખંડ રાત્રિના અનન્ત શા અન્ધકારનાં મહાવન વિસ્તરતાં હશે ત્યહાં શું થતું હશે ? આભના છેડા જેવા રાત્રિના યે છેડા ન જડે, એ સ્થિતિ કલ્પનામાં કલ્પી શકો છો ?

પણ ત્યહાં પોહ ફાટે ને દિન ઉગે ત્યહારે યે છમાસિકો દિવસ તપે, હો ! એનાં યે અજવાળાંના છેડા દુર્ગમ લાગે.

નગરમાં ફટાકડા ફૂટતા હતા, તે પ્રત્યેક બન્દૂકની ગોળી મ્હારા ઉરમાં આવીને વાગતી. ટેટાની તોપો દિલના ડુંગર ડોલાવતી.

કો અટકચાળાઓ છછુંદર ને વાંદરા છોડતા; જે વટેમાર્ગુના પગમાં કૂદાકૂદ કરતાં કે હવેલીઓના ઝરૂખે જઇ બેસતાં. મ્હારા મનના મર્કટ ને લોચનનાં છછુંદર વારે વારે ઉષાને ઝરૂખે ઉડી વિરાજતાં.

નિજ દિલના મહેલવાસી કો કુમારિકા રાજમાર્ગે

નીકળે ત્ય્હારે કેટલાક તોફાનીઓ નવરંગી બપ્પોરિયાં પ્રગટાવતા ને ચિત્રવિચિત્ર ચન્દનીનાં ને વિજળીઓનાં ઝાકઝમાળ અજવાળાંઓમાં આઘેથી એ સૌન્દર્યજ્યોતિઓનાં દર્શન કરી–કરાવી શરમાવતા ને ઝંખવતા. લજ્જાના આછેરા ઘૂંઘટ, ચન્દ્ર ઉપર સરતી આછી મલમલી વાદળી જેવા, એ મુગ્ધાઓના વદનચન્દ્રે આચ્છાદાઈ ઉઘડતા.

રસદર્શનના મ્હારા કોડ પૂરાતા હોય તો મ્હારા બન્ને લોચનબપ્પોરિયાં રજનીભર સળગાવું ને ઘડીએ ઘડીએ પલટાતાં ઈન્દ્રવર્ણાં અજવાળાં, કલ્પનાના મેઘધનુષી રંગો જેવાં, નગરભરમાં પ્રસરાવું એવો મ્હને ઉમળકો ઉછળતો. પણ ખાણોમાંની સોનારૂપાની ને હીરામાણેકની વેલો જેવી મ્હારી એ કલ્પનાવેલો હજી તો ઊંડેરા અન્ધકારમાં જ ઝબકતી, ને ફૂલડાં ખેરવતી.

લોક હવાઈઓ છોડતા, જાણે કે આકાશમાં અજવાળાં ઓછાં છે તે અન્ધકારની ઘટા ઉજાળવા મથતા. મ્હારા યે શેખચલ્લી શા વિચારોની હવાઇઓ મ્હારા આત્માના આભમાંનાં તિમિરવન ઉજાળવા ઉડતી, પણ ફોગટ. આદિત્યાવલિ અજવાળી નથી શકી, એ આભને પૃથ્વીએ પાઠવેલા પલકદીવડા શું અજવાળશે?

નગરની નાણાવટના ચોકમાં એક ઉભી ન્હાનકડી દીપમાળા સળગતી હતી. ફરતી દુકાનોમાંનાં ઝાકઝમાળ અજવાળાં યે એથી ઝાંખાં પડતાં: જાણે વીજળીનો માણેકથંભ નગર વચ્ચે રોપ્યો હોય ને! મ્હને લાગ્યું કે ઉષાને અવયવે જ્વાળા પ્રગટી છે, ને નગરના નંગમાળ સરિખડા

નાણાવટચોકમાં જાણે તે સહુ નગરોના મહાજનને ને નાણાવટીઓને બોધ દેતી દેવી, સહજ ભાવે પ્રાકૃતિક પ્રગટેલી અગ્નિશિખાઓમાં સળગતી સૌન્દર્યકુંભી જેવી, સતી થાય છે.

તે મધરાતે આંસુનો મ્હને ઉભરો આવ્યો, ને એક સરવડું આંખડીની વાદળીઓમાંથી વરસ્યું. પણ તેથી હૈયાનો ભાર કે ઘોરંભો ઉતર્યો નહીં. લોચનમાં અન્ધકાર અંજાયા હતા તે કાંઇક ધોવાયા, નિરાશાની પાંદડીઓ કાંઇક કુમળી પડી, પણ કૃષ્ણપક્ષનો મેઘાડમ્બર વેરાયો નહીં.

ઉંઘમાં સ્વપ્નામાં યે નાણાવટના ચોકની શતશિખ દીપાવલિની સળગતી કુંભી દીઠી. પાંદડાં કરતાં ફૂલડાં ઝાઝેરાં એવું દૂધિયા પુષ્પોનું ઝીંઝીનું ઝાડ તો જોયું છે ને! એ ઝીંઝીપત્રોની જાણે બીડીઓ વાળી ડાળેડાળે લટકાવી, એકસામટી સળગાવી, એ ફૂલફૂલ્યા બાલ વૃક્ષને ચેતાવ્યું હોય એવું સ્વપ્નદર્શન મ્હને થયું. જાણે ફૂલખરણીઓનું ન્હાનકડું સરવ અગ્નિફૂલડાં વેરતું હોય એવા મંદીથી તણખા ખરતા ને મ્હને દઝાડતા.

આયુષ્યની એવી નિરાશાની અમાવાસ્યા કોઇની યે વીતશો મા.

નવીન વર્ષનું પ્રભાત ઉગ્યું, પણ તે કેટલાંનાં અન્તરમાં? પૂર્વને માંડવડે રંગભર ઉષા પ્રકટી; પણ તે મ્હારી ઉષા ન હતી, કે મ્હારે કાજે યે ન હતી.

બાળકો સબરસ વેચતા. બાળકો બાળક જેટલું જ

સ્હમજે ને ? વસ્તુ વિનાના પડછાયા જેવા એવા રીતરીવાજો હવે શા અર્થના છે ? જીવ વિનાનાં તે શબ જેવાં નથી ? દેવસૂનાં મન્દિરોમાં યે દર્શને જશો ? પ્રજાજન !

પણ એ સંસારજીવનનાં મૃત્યુ છે કે મૂર્છા ? સંસારની મૂર્છા હશે તો વળશે. જૂઓ ! જૂઓ ! કોઇ કોઈ અંગ હવે ફરકે છે એનાં.

સકલ રસ વેચાતા હતા તે પ્રભાતે મ્હને એકૂકે રસ મળતો ન હતો. રસ વેચાતા મળતા હોત તો જગતમાં કોઇ રસના નિર્ધનિયાં જ ન હોત.

લોક વેચાતાં લે છે તે પુણ્ય નથી લેતાં, રસાભાસનાં પાપ વ્હોરે છે.

ટેટાની તોપો ફોડી છોકરાંઓએ જગતને જાહેર કર્યું કે નવા વર્ષનું પ્રભાત પધાર્યું છે. દેવમન્દિરોમાં મંગલા આરતીઓ ગાજી રહી. વિશ્વને વધામણી ઉચ્ચારતો ત્હેમના ઘંટારવનો ગુંજાર એ પ્રભાતે ઓર મધુરાં ભવિષ્ય ભાખતો.

ઉમંગ ને ઉત્સાહનું પ્રભાતિયું ગાતી ગાતી મ્હારી માતા ઉઠી ને આંગણામાં દીવડા મૂક્યા: જાણે નવા વર્ષના જ્યોતિ અમારે યે બારણે આવી બિરાજ્યા.

પણ કો વધામણીના વાયુ કે ઉત્સાહના પ્રકાશ મ્હારા હૈયાના આંગણામાં આવ્યા નહીં.

સ્હવારે ઉજળાં વસ્ત્રપરિધાન સજી લોકસંઘ ઘૂમાઘૂમ કરતો હતો. કોઇક સાધુજનોએ અન્તરનાં યે અંચળ એવાં ધોયેલાં ને ઉજળાં સજ્યાં હતાં. પણ તે પ્રભાપ્રોજ્જવળ આશાવન્તા સૌભાગ્યરંગી સ્હવારે યે મ્હારા અન્તરની

અન્ધારઘટા ફાટી યે નહીં, ને ફીટી યે નહીં; મ્હેં તો એ કૃષ્ણપક્ષની કાળી કામળી જ ઓઢેલી હતી.

ચન્દ્રિકા ઘેરઘેર મીઠાઇ આપી આવી, મન્દિરે મન્દિરે દર્શન કરી આવી, ને મ્હને આવી કહ્યું: વીર ! આજના સ્હવાર જેવું ત્હારૂં ભાગ્યે ઉજ્જવળ છે.

તે બેસતા વર્ષની બપ્પોરે ઉષાની માતા સાથે ઉષાને અન્નકૂટનાં દર્શને જતાં મ્હેં જોઇ નહીં. એ કુટુંબ કુટુંબ-લક્ષ્મી ભૂલી આવેલું મ્હને ભાસ્યું.

એવું અપશુકનિયું મ્હારૂં નવું વર્ષ બેઠું. પણ શુકના-વલિનાં સુકૃતો, વેદસુકૃતો સમાં, શું સાચ્ચાં જ છે ?

રાત્રિએ હિન્ડોળાખાટે હું હીંચકતો પડયો હતો. અન્ધકારની હિન્ડોળખાટમાં બહાર બ્રહ્માંડ હીંચકા લેતું હતું. ઉરમાં એ કૃષ્ણપક્ષની ઉર્મિઓ ઉછળતી, ને જીભ નાટકનું એ ગીત ગણગણતી હતી કે–

હિન્ડોલા સમ સખિ ! હૈયું મુજ ઝોલાં ખાય—ખાય.

મહાસાગરના મહામોજમાં હોડકું ઝૂલે એવી મ્હારા હૈયાની હોડી ડોલતી.

બીજની સ્હવારે કેસરકંકાવટી ને અક્ષતથાળ લઇને ચન્દ્રિકા મ્હારે ઓરડે આવી, મ્હને તિલક કર્યું, ને કહ્યું: યુગયુગ પહેલાં આજે રઘુકુલભાણને રાજસિંહાસને પધરાવી શાન્તાબ્હેને સૌભાગ્યતિલક કર્યું હતું. ત્હારૂં યે સૌભાગ્ય સૂર્યવંશીઓના સૂરજ સરિખડું તેજસ્વી છે. એવાં જ છે–અરુણની રેખા જેવાં–બ્હેનનાં તિલક ભાઇને આજે

ય તે. ભવિષ્યવાણી ભાખું છું: મ્હને ત્હારી પયગમ્બરણ માનજે, હો !

એવાં મધુરાં મધુરાં પયગમ્બર ને પયગમ્બરણ સંસારના સકલ સન્તાનોને મળજો !

પણ મ્હારો નિરાશાનો કૃષ્ણપક્ષ એક પખવાડિયાનો જ ન હતો. એ અન્ધકારના શામળા અભેદ્ય પડદા, આભ જેવા, ગહ્નનતાના રંગથી રંગાયેલા, સહુ દિશાઓ બાંધી લટકતા હતા.

આટઆટલા વિરહના યુગ વિશ્વમાં વીત્યા ને આટઆટલા વિરહીઓ વિરાટને માંડવડે ફૂલેલાં કરમાયાં ત્હો યે હજી વિરહની ઉક્તિઓને અતિશયોક્તિઓ માનનારાં માનવી છે ને ? હોય તો તેઓ અણ-અનુભવિયાં હશે. વિરહનાં પાતાલજલમાં ત્હેમણે ડૂબકી ખાધી નહીં હોય.

શિયાળાની લાંબી રજનીઓ ઉતરી ત્ય્હારે ઉરના ઉભરા લખવાનો મ્હને ઉછાળો આવ્યો. પ્હેલવ્હેલ્લો પ્રેમપત્ર લખતાં લખતાં કેટકેટલાં કલમો ને કાગળ ત્હેં બદલ્યાં હતાં ? મ્હેં તો પાંચમી કલમે ને છઠ્ઠે કાગળે તે પૂરો કર્યો હતો. વિરહના ઉરઉભરાઓ લખતાં યે છેક એવી તો નહીં, પણ કંઇક એવી મ્હારી દશા થઇ હતી.

કાગળ ને કલમ લઇને બેઠો કે પ્હેલો પ્રશ્ન તો એ થયો કે નવલકથા લખું કે કવિતા ? જગતના કવિઓની જન્મકુંડલીઓ જડે તો જોજો: ઘણાખરા કવિઓની જન્મ-તિથિ વિરહપક્ષમાં હોય છે.

અમારો પ્રેમવિરહ અમ્મર કરવાનો અભિલાષથી ને જગતની કવિતામાં એ ઝાળના ભડકા હજી યથાવત્ ઉતર્યા નથી એવી અચળાચળ માનીનતાથી કવિતા લખવાનો તો નિર્ણય મ્હેં સુગમતાથી કર્યો. પણ મહાકાવ્ય આદરવું કે ખંડકાવ્ય? કે હાફીઝ સમાં ગઝલનાં બુલબુલ બોલાવું, કે અમરૂ સરિખડી કોકિલાના છુટ્ટા મીઠા ટહુકાર? એ નિર્ણય તો ત્ય્હારે ન થયો, ને હજી યે બાકી છે.

અમારો પ્રેમવિરહ અમર ન રહ્યો, ને તેથી અમર નથી થયો.

આજે એ મ્હારી નોંધપોથીઓ નિહાળું છું ત્ય્હારે મ્હને–સાચ્ચું કહું છું હો, વાંચનાર! હસીશ મા–ઘણી વેળા એમ થાય છે કે જગતમાંનું સર્વોત્તમ પ્રેમકાવ્ય લખાવું બાકી રહી જાય એવા વિધિનાં વિધાન જ હશે.

ઉષા કહે છે કે જીવન એ જ સર્વોત્તમ કાવ્ય છે, લખતાં આવડે તો.

પણ એ શિયાળાની લાંબી વિરહરજનીઓમાં તો હું લખ્યે જ જતો, નોંધ્યે જ જતો, સારી રાત્રિઓની રાત્રિઓ કલ્પનાતરંગનાં કંઈ કંઇ ઘમંડળ ટપકાવ્યે જ જતો, ને દલપતરામની પેલી હોરીમાંની અતિશયોક્તિ ગણુગણુતો ગણુગણુતો સાચી પાડતો હતો કે

લખી લખી કાગળ લખવાની લેખણુ
ઘણું લખતાં ગઇ ઘાસી.

પૃથ્વી ચાલ્યે જ જાય છે, તેમ હું લખ્યે જ જતો. અદ્‌ભુત સાનન્દાશ્ચર્યથી ચન્દ્રિકા એ વાંચતી, ન સ્હમજતી ત્‍હાં બુદ્ધિપ્રગલ્ભતા અગોચર ગહનતા ને અદ્‌ભુતત્વ માનતી, ને સ્હમજ્યું–અણસ્હમજ્યું કંઈક કંઈક ઉષાને પ્હોંચાડતી. ઉષા આજે કહે છે કે એ અમ દીર્ઘ કૃષ્ણપક્ષમાં એ પ્રેમ-સન્દેશ જ મ્હારો તેમ ત્‍હેનો યે જીવનચન્દ્ર હતો.



૯

# એ ચિરકાળના ભેદ

એ ભેદ ચિરકાળના છે. દેહ અને દેહી જેટલા પ્રાચીન, સૃષ્ટી અને સૃજનશક્તિ જેટલા ગહન, સકલ વિશ્વને ગૂંથી રાખતા મહાગુરૂત્વાકર્ષણ જેટલા પ્રબલ ને સર્વવ્યાપી; એ નરનારીના ગુરૂત્વાકર્ષણના ભેદ છે.

તત્વશોધકો બ્રહ્મને નેતિ નેતિ કહી વિરામે છે. તત્વમિમાંસકને તો બ્રહ્મની પ્રત્યેક બ્રહ્માંડલીલા યે નેતિ નેતિ જ ઉચ્ચારાવે છે. બ્રહ્મને કે કોઇ બ્રહ્માંડલીલાને વાણીમાં પરિસમાવનાર વાચસ્પતિ હજી તો જન્મ્યો નથી. સૂર્ય જેવા સૂર્યકિરણના ભેદે ગહન છે.

મનુષ્યજાતિના જન્મ સાથે જન્મેલા આ ભેદના ઇતિહાસ આભના ગહ્વરના ઉંડા ઉંડાણમાં દટાયેલા છે. વેદની ઋચાઓ રચાઈ ત્‍હારથી ને તે પહેલાંથી તે ભેદ નિરખવા ને ખોલવા કવિફિલસુફોના સદ્‍યત્નો છે.

કોઇ સ્હમજાવશો કે એ ભેદ શા છે? સહુ તે અનુભવે છે, પણ કોઈના અનુભવ બદ્ધા કે પૂરા કદી વાણીમાં ઉતરાયા છે?

રસનાં એ આશ્ચર્ય કે આકર્ષણ, સૌન્દર્યના પૂજ્યભાવ કે વત્સલતા, રસઘેલછા કે સ્નેહાવતાર, એ આદર્શભાવનાનાં અગોચર નૃત્ય કે એ આદર્શભાવનામાં નિરન્તર વસતા

કરૂણ બીજાંકુરો: ચન્દ્રની કલાઓ સમી એ સહુ સ્નેહની કલાઓની ગહન ભેદાવલિ શી છે, અને એ સ્નેહપ્રાપ્તિના રસાનન્દ કેવા છેઃ એ રસિક પ્રશ્નોના હાર્દભેદી મર્મજ્ઞ ઉત્તર એટલા સહેલા નથી.

આત્મા અને પરમાત્માના નાસ્તિકો કોઇક કહે છે કે સ્નેહ તો દેહવાસના છે. આ મ્હારી સ્નેહકથા કોઇ વાંચો તો વાંચનાર! વાંચતાં વાંચતાં વિચારજો. જગતના શંકર હો કે પાર્વતી હો–જે વાંચતાં હો તે–વાંચી વિચારીને કહો કે તે મહાજ્યોતિ મ્હારામાં કે ત્હમારામાં જ્ય્હારે પ્રગટ્યો ત્ય્હારે શું તે માત્ર શરીરવાંછના હતી? મિસરના કોઇ મુસાફરને કોઇ રાજકુમારીનો દેહમોહ જાગ્યો હશે, ને એ રાજ શું લગ્ન કીધાં હશે?

એક વેળા પરમ એકાન્ત હતો, ને વાંચનાર! ત્હમે બે પ્રિયજન તે દિવસે પરમ એકાન્તમાં એકલાં જ હતાં તેમ ઉષા અને હું બે એકલાં જ હતાં, ને પરસ્પરનાં નયનનાં અતલ જલમાં નિરખતાં હતાં. એ જલપગથારથી ગુફાઓ ભીતરની ગુફાઓ વીંધી અમે ઉંડાણમાં યે ઉંડું ઉંડું નિહાળતાં, ને એ શોધતાં જે ઘણાંને જડ્યું છે. અમારા ગુરુત્વાકર્ષણનો તે મહાયોગ હતો, પણ ત્હેમાં શરીરવાસનાનો ગન્ધે ન હતો.

દેહયોગને જ સ્નેહ ભાખનારા સ્નેહશાસ્ત્રના ચાર્વાકો શું વિપ્રલંભશૃંગારની ઋતુને ને એ ઋતુનાં રસફળ સમા પરમ સ્નેહકાવ્યોને સ્નેહસૂનાં કહેશે? સંયોગશૃંગાર જ શું સ્નેહનો દિવસ? ને અન્ય સહુ અંધારી રાત્રિ? સ્મરણોનાં

સંગીઓ શું સ્નેહયોગી નહીં ? દેહ મળો વા ન મળો એવું ઉદ્દગાતા સ્નેહના સઇભક્તો શું નથી ? અનંગનાં વ્રતિયાં સર્વે યે શું અંગને વાંછશે ? અમૂર્તની પૂજા શું નરાતાર ખોટ્ટી છે ? અનવતારીના ઉપાસક શું પ્રભુના ઉપાસક નહીં ?

પ્રિયજનના મ્હેલની બ્હારીમાંથી તે દિવસે ત્હેં પ્રિયદર્શન કીધાં, ને ત્હને દર્શનસમાધિ લાધી તે સમયે ત્હને પ્રિયભાવના હતી કે બ્હારીની ભાવના ?

દેવમન્દિરે સિંહાસનમાં દેવમૂર્તિ વિરાજે છે તેમ પ્રિયજનના દેહસિંહાસને એ આત્મજ્યોતનો અખંડદીવડો ઝગહળે છે. દેવમન્દિરે એ સિંહાસનનાં દર્શને સંચરો છો ? કે સિંહાસનવાસી એ દેવજ્યોતિનાં ?

માનવી વસ્ત્રોથી દેહને ઢાંકે છે તેમ સરજનહારે દેહીને દેહથી ઢાંકેલો છે. પ્રિયજન પ્રિયતમને વાંછે છે, કે પ્રિયતમનાં વસ્ત્રોને ? કોણ કહેશે કે એ મહાવાંછના વસ્ત્રોની છે ? કોણ કહેશે કે પ્રિયજન પ્રિયતમનાં વસ્ત્રોને અવગણે છે ? કોણ કહેશે કે પ્રિયતમનાં વસ્ત્રો પ્રિયજનને આકર્ષતાં નથી ? કોણ કહેશે કે પ્રિયતમનાં પરિધાનનાં પલ્લવ પ્રિયજનને રસરહસ્યના ગંભીર મન્ત્રો ભાખતા નથી ? કોણ કહેશે કે પ્રિયજનનાં પિરિધાનનાં રંગરૂપપરિમલમાં પ્રિયજન રસસન્દેશ વાંચતા નથી ? વિરાટ વર્ણવતાં દ્વૈપાયન વ્યાસ ભગવાને યે ગાયું છે કે

दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम्
सर्वाश्चर्यमयं देवं अनन्तं विश्वतोमुखम्.

હા, પ્રિયતમનાં દિવ્ય અંબર અને દિવ્ય માલાઓ અને દિવ્ય ગન્ધલેપન પ્રિયજનની આંખે સર્વ આશ્ચર્યોથી ભરેલાં છે; પણ તે વસ્ત્રવાસી વિરાટ અનન્તતા અને વિશ્વતોમુખતા છે ત્હેની જ ત્હેને દેવવાંછના તો છે.

કોઇ વસ્ત્રોને વાંછતું નથી, સહુ વસ્ત્રધારીને વાંછે છે. કોઇ દેહને વાંછતું નથી, સહુ દેહધારીને વાંછે છે.

અદૃશ્ય કે દૃશ્ય દેવે ન હોય એવા દેવસૂના મન્દિરે કેટલા ભક્તો બંદગી કરવા પરવરે છે? ભક્તો મન્દિરના સૌન્દર્યને પૂજે છે કે મન્દિરવાસી દેવના સૌન્દર્યને ?

અન્ન વિના દિવસો વીતી શકે; જલ વિના કલાકો ચાલે; શ્વાસોચ્છવાસ વિના મિનિટો યે રહેવાય: પણ હૃદયચેતના વિના નો પલકે ન જીવાય. જીવનની તેમ જ સ્નેહજીવનની એવી જ ઘટના છે. હૃદયચેતન જ તેનું અમર ચેતનતત્ત્વ છે.

પણ પરમેશ્વરે જ આત્માને સૃષ્ટિમાં શરીરવિહોણો ન સરજ્યો ને દેહી કાજે દેહનાં આભરણ અનાવશ્યક ન લાગ્યાં, જન્મત્યાજ્ય ન ભાસ્યાં–ત્ય્હારથી જગતે ઠરાવ્યું કે દેહી ને દેહનો નિત્યયોગ તે જીંદગી, ને દેહી ને દેહનો નિત્યવિયોગ તે મૃત્યુ. પ્રભુને માનવલોક કાજે આવશ્યક લાગેલો દેહનો અપરિત્યાગ મનુષ્યે યે આવશ્યક માન્યો એ શું મનુષ્યનો વાંક ?

સૃજનપરંપરાની મહાગંગા શરીરના શિખરેથી પ્રભુએ પ્રગટેલી કીધી ત્ય્હારથી તે પહાડના પત્થરે પૂજાવા લાગ્યા. નવચેતન જન્માવતું બ્રહ્માનું અદ્ભુત સૃજનઝરણ દેહના

સરવરજલમાંથી પ્રભુએ નિર્ઝરતું કીધું ત્હારથી તે ગોમતીની માટી યે ગોપીચન્દન રૂપે વન્દના પામતી થઈ.

પ્રભુએ મનુષ્યને લોચન દીધાં ત્હારથી તેને મૂર્તિપૂજક કીધો. પૃથ્વીવાસીઓ સહુ માત્ર ચેતનજ્યોત નથી, કે દિવ્ય ચક્ષુવન્તાં નથી. સામાન્યતઃ માનવી સ્થૂલચેતન ઉભયનો ઉપાસક હોય તો ત્હેના આજન્મ પ્રાકૃતિક સંગરંગનું જ તે શિક્ષણ ને પ્રતિકરણ છે.

પ્રકૃતિના પટ ઉપર તેજછાયાના રંગ પૂરી બ્રહ્માંડનું મહાકાવ્ય પરબ્રહ્મે મૂર્તિઅક્ષરો વડે લખ્યું ત્હારથી મૂર્તિપૂજા જન્મી, ને મનુષ્ય મૂર્તિપૂજક બન્યો. જ્યહાં સુધી ભાવપ્રદર્શન કાજે શબ્દમાલા આવશ્યક છે, ને શબ્દમાલાના દર્શન કાજે વર્ણમૂર્તિઓ આવશ્યક છે, ત્યહાં સુધી માનવી પોતાની ભાવનાઓનાં દર્શન વાંછશે, ને પ્રભુભક્તિમાં તેમ જ પ્રેમભક્તિમાં તે મૂર્તિપૂજા માંડશે. પૃથ્વીલોકમાં માનવીને કાજે અમૂર્તપૂજા ને મૂર્તિપૂજા ઉભય સત્યપૂજાવિધાન છે. મૂર્તિપૂજાનાં મૂલ મનુષ્યની દેવદીધી આંખમાં છે. મૂર્તિપૂજાના ઓ મૂર્તિભંજકો ! મૂર્તિઓ ફોડતાં પહેલાં મનુષ્યની આંખો ફોડો. માનવજાતિના આંખો ફૂટી જતાં મૂર્તિદર્શનની આરઝૂ જગતમાંથી નાબૂદ થશે.

ને એમ સ્હમજીને જ ઉત્તરાવસ્થામાં સંયમચક્રવર્તી યોગીન્દ્ર સુરદાસ મહારાજે તેજમણિ સરિખડી બન્ને કીકીઓ ફોડી હતી કે લોચનને જગદર્શનની લાલસા જ ન રહે.

પાંચ જ્ઞાનેન્દ્રિયોદ્વારા મનુષ્યને જ્ઞાનપ્રાપ્તિ થાય છે, તો સ્હમજાવશો કે આંખને કેટલાક જુઠ્ઠી કેમ કહો છો ?

નેત્રધર્મ સાચો, તો દર્શનવ્યાપાર સાચો; દર્શનવ્યાપાર સાચો, તો મૂર્તિવાંછના સાચી. મૂર્તિપૂજાનાં મૂલ દર્શનેન્દ્રિયની દર્શનભાવનામાં છે. દર્શનેન્દ્રિયની દર્શનભાવનાનાં આયુષ્ય છે એટલાં જગતમાં મૂર્તિપૂજાનાં આયુષ્ય છે. અમ પ્રેમલક્ષણા ભક્તિના ભક્તજનોની તો, રસરસિયાં દયારામની પેઠે, એક મૂર્તિચન્દ્રની જ અભિલાષા ને ઉપાસના હોય છે.

ત્હમારા પ્રભુ સઘળે રે, અમારા તો એક સ્થળે;
તમો રીઝો ચાંદરણે રે, અમો રીઝું ચન્દ્ર મળ્યે.

ઉષા મ્હારો જીવનચન્દ્ર હતો, ને એ ચન્દ્રનાં ચન્દ્રામૃત હું વાંછતો. શું સ્નેહમાં કે શું બ્રહ્માંડમાં **एकमेवाद्वितीयम्** જ પરમ સત્ય છે, ને ચન્દ્રિકાને બદલે ચન્દ્રપૂજનના રસવિધાનોમાં તે પરમ સિદ્ધાન્ત જ ચમકે છે.

અનેકપતિવિધાન માનનારાં તો હવે કોક હોય તો; પણ અનેકપત્નીવિધાન માનનારાં તો હજી છે. ઉપનિષદ્‌ની કુમક લઇ તેઓ ભણે છે કે બ્હેંચ્યાથી ઓછું થતું નથી, ને પૂર્ણમાંથી પૂર્ણ લેતાં અવશેષે પૂર્ણ જ રહે છે. તેઓ ભાખે છે કે દાશરથી સ્મૃતિમાં અનેક પત્નીવિધાનની પરવાનગી છે. એ સ્મૃતિના સદ્ભાગ્યે મ્હને દર્શન થયાં નથી, તેથી મ્હને તો એમ લાગે છે કે અનેકપતિવિધાન સમોવડું અનેકપત્નીવિધાન છે. એક સ્થાને એક કાળે એક જ વસ્તુ રહી શકે, ને એક કાળે એક વસ્તુ એકને જ અર્પી શકાય: દેહધારીઓના વસ્તુવિચારના એ ન્યાયસિદ્ધાન્ત મ્હને તો અનુત્તર જ ભાસે છે. એક છતાં અન્ય પતિ કે પત્ની કર-

નારાંઓ સ્નેહ નહીં પણ બીજું જ કાંઇ આપે-લે છે એમ વાંચનાર ત્હને યે નથી ભાસતું ?

રસિકતાના કલાવિધાયકો ગીતથી કર્ણેન્દ્રિય દ્વારા ને ચિત્રથી નયનેન્દ્રિય દ્વારા રસનું ઉદ્દીપન કરે છે. અમૂર્ત પૂજાના પૂજારી ગાનાચાર્યો સાચા છે, અને મૂર્તિપૂજાના પૂજારી ચિત્રકારો ખોટા છે એમ ભાખનાર કો રસમીમાંસક હજી જન્મ્યો નથી. ને કોણ કહેશે કે ઓંકારના ઉચ્ચારણને યે વાયુમૂર્તિ નથી ? ભકતે, ધ્યાનીએ, જોગીજતીએ ઓંકારનો ભાવોચ્ચારણ કરી વાયુમૂર્તિ રચી માટે જ ત્હેની ઓંકાર-ભાવના અસત્ય કહેશો ?

કાલીઘેલી ઉષાની આ કવિતા લખી માટે જ મ્હારા ઉષાભાવ ખોટા: એમ ને ? વાંચનાર ! ત્હારી ઉષાને તું યે ન બોલાવતો; ઓ બ્રહ્મકથાકાર ! ત્હારી બ્રહ્મકથા યે બંધ કર; નહીં તો ભાવોચ્ચારણથી વાયુમૂર્તિઓ રચાતાં બુદ્ધિબાહુલ્ય દાખવતા અમ તર્કસાંગ ધારી મૂર્તિભંજકો ત્હમારા ઉરભાવને જુઠ્ઠા ભાખશે, ને એ વાયુમૂર્તિઓને ભાગવા એ ગદાધરો ગદાઓ ઉઠાવશે.

પરબ્રહ્મે પ્રકૃતિનો સ્વાંગ ધર્યો ત્ય્હારથી પરબ્રહ્મની મૂર્તિ રચાઈ: બ્રહ્મે બ્રહ્માંડ ધારણ કર્યું ત્ય્હારથી એ અંડજ મૂર્તિ અવતરી. નિરખવી કે ન નિરખવી એ સહુ સહુનાં નેત્રધર્મનો પ્રશ્ન છે.

ભક્તજનોની અને યોગીશ્વરોની પંચેન્દ્રિયો પ્રભુને વાંછે છે તેમ સ્નેહયોગીન્દ્રોની પંચેન્દ્રિયો પ્રિયતમને વાંછે છે: પ્રિયતમનાં સૌન્દર્યદર્શન નેત્ર વાંછે છે, પ્રિયતમનાં

મૃદુ સ્પર્શન ત્વચા વાંછે છે, પ્રિયતમના અધરામૃત જીહ્વા વાંછે છે, પ્રિયતમના પરમોત્કટ ગન્ધ ઘ્રાણેન્દ્રિય વાંછે છે. દેહ દેહને વાંછે છે, આત્મા આત્માને વાંછે છે. કોણ શું નથી વાંછતું, એમ પૂછજોઃ સર્વ સર્વને વાંછે છે. હું ઉષાનું શું નથી વાંછતો ? મ્હારામાંનું શું ઉષાને નથી વાંછતું ? મ્હારૂં સર્વ ઉષાના સર્વને વાંછે છે. આ પૂર્ણ છે, એ પૂર્ણ છે, પૂર્ણમાં પૂર્ણ ભળતાં સર્વ પૂર્ણ છે.

વાંચનાર ! જરા ધીરજ રાખજે. હજી એ ભેદભૂલામણીના આ ન્હાનકડા ઉકેલનો યે પાર નથી આવ્યો. રસયાત્રામાં થાકયો તો નથી ને ? ગંગા ઉતર્યો, ને મહાવનમાં પ્રવેશ હજી બાકી છે.

દેહ ને દેહીની રસમીમાંસાનું આ એક પ્રકરણ છે, ને તે બન્નેમાંથી એકેકેના કોટયાવધિ કિરણ જેટલું યે તે લાંબું નથી.

ઉષાને મ્હારી ઈન્દ્રિયો વાંછે છે કે એ એકાદશે ઇન્દ્રિયો દ્વારા મ્હારો આત્મા ? ઇન્દ્રિયો સ્વતન્ત્ર વ્યક્તિઓ છે ? કે કો સ્વતન્ત્ર વ્યક્તિની સાધક, અંગુલિઓ શી, અનુચરીઓ ?

વાંચનાર ! ત્હારાં લોચન સદાસર્વદા તેજસ્વી રહેજો, ને ત્હારે ચશ્માં પહેરવા વારો ન આવશો. પણ ચશ્માં પહેરનારનાં ચશ્માં જગત જૂવે છે કે ચશ્માં પાછળની આંખ ? હવે એક પગલું આગળ ચાલ, નિત્યભાષાના પડદા વીંધી આગળ વિચર. મનુષ્યની આંખડલી ને કીકી જગતને નિરખે છે, કે આંખ ને કીકીનાં ચશ્માંમાં થઇને

ચેતન ? ઉષાને મ્હારાં ચક્ષમાં કે આંખ નથી નિરખતાં; પણ એ ઉભયમાં થઈ આત્માનાં કિરણુ નિરખે છે. ચેતનભોમમાં ચેતનમૂર્તિને,-દિવ્યરૂપે સાકારને-વીજળીની પાંખો છે; ને તે પાંખોનાં કિરણુપીંછ નિજ સ્થૂલમાં થઇ પરસ્થૂલને ને પરસ્થૂલવાસી ચેતનને નિરખે-અડકે-અનુભવે છે: અને પરસ્થૂલમાંથી રોમરાજી જેવાં પ્રગટતાં ચેતનકિરણોના સન્દેશા નિજ ચેતનરાજને ચરણે લઇ જઇ ધરે છે. વૃત્તિઓ સમી ઇન્દ્રિયો યે આત્માની કલાઓ છે, સખીઓ છે, સખીકૃત્ય કરે છે; પોતાને કાજે નહી, પણ ચેતનને કાજે.

ચન્દ્રિકા ઉષાને વાંછે છે તે પોતાને માટે કે મ્હારે માટે ?

ઈન્દ્રિયો દેહ કાજે નથી વાંછતી, તેમ દેહ માત્રને યે નથી વાંછતી. વિદ્યુત્કમળની પાંખડીઓ સમી પ્રગટતી ને પ્રસરતી પ્રિયજનની ઇન્દ્રિયો પ્રિયતમ આસપાસ ઉડતી ચેતનવીજળીને વાંછે છે. પ્રિયતમનાં વસ્ત્રાલંકારની લાલસા રહે છે, તેમ પ્રિયતમના દેહની યે વાંછના છે. પણ વસ્ત્રાલંકાર સાથે તે વસ્ત્રવાસી દેહની, તેમ દેહ સંગાથે દેહનિવાસી દેહીની યે પરમવાંછના પ્રિયચેતનને હોય છે.

ઉષાનાં દર્શને મ્હારાં રોમરોમ ખડાં થાય છે, ને એ રોમરાજીને ઉષાની રોમરાજીની વાંછના જન્મે છે. પણ લોહચુંબકમાંની આકર્ષણવિદ્યુત્થી જેમ લોહપતરીઓની રોમરાજી ખડી થાય છે, તેમ મ્હારી ને ઉષાની ખડી થયેલ રોમરાજી પણ ચેતનભોમમાં ચૈતન્યાકર્ષણનાં કિરણોનો અવતાર જ છે. નેત્રકુંભમાંથી પ્રગટતાં કિરણો ચન્દ્રકુંભમાંનાં

સર્વ કિરણોને વાંછે છે, તેમ મ્હારી રોમરાજીમાં અવતરતી ચેતનકુંભની કિરણરાજી ઉષાની રોમરાજીમાં જન્માન્તર પામતી ત્હેની ચેતનકુંભની કિરણરાજીની વાંછનાવન્તી છે. પૃથ્વી ઉપર વરસતો વરસાદ જેમ વ્યોમદેશેથી વરસે છે, તેમ પ્રિયજન ને પ્રિયતમની દેહચુંબક વિદ્યુતનાં પરમ ધામ ચૈતન્યભોમમાં છે. બ્રહ્માંડલીલા તે પરબ્રહ્મની રમણખેલના છે, તેમ પ્રિયજનની રસલીલા યે રસચૈતન્યની રમણખેલના છે.

**आत्मानं रथिनं विध्धि, शरीरं रथमेव च;**

વાંચનાર ! કહીશ કે રથનાં રણઘૂમણ–કે રસઘૂમણ–રથને કાજે છે, કે રથીને કાજે ?

ઉષા કહે છે કે ભોજનની ભૂખ ને પાણીની તૃષા લાગે છે તેમ જ ત્હેને મ્હારી વાંછના યે પ્રગટે છે. મ્હારા અનુભવથી કહું છું કે ઉષા સાચું ભાખે છે. માતાના હૃદયામૃતની તૃષા લઇને બાળક જન્મે છે, તેમ મનુષ્યની યે પ્રિયનાં અમૃતની તૃષા જન્મજૂની છે. વાવેલા બીજના ઋતુ બેસતાં કાલાન્તરે ફણગા ફૂટે છે, તેમ આજન્મ વાવેલા તે બીજના યે કાલાન્તરે ને ઋતુ બેસતાં ફણગા ફૂટી છોડ કોળે છે; ને મ્હોર મ્હોરે છે. ઉષા કહે છે કે અમે જ્ય્હારે જ્ય્હારે મળીએ છીએ ત્ય્હારે, ત્હેને અંગોઅંગની ડાળેલૂમખે મ્હોર પ્રગટે છે. દેહખંડની ભૂશિરે ભૂશિરે મ્હને જ્વાલામુખી ભભૂકે છે તેથી કહુ છું કે ઉષાનું એ કહેવું મહાઅર્થવન્તી રસઋચા છે. મ્હને જ્વાલા ફૂટે તો કોમળાંગી ઉષાને જ્વાલાઓને બદલે મ્હોર ઉગે તે યોગ્ય જ છે. વસન્તને આંબે મ્હોર આવે તેમ જીવનની

વસન્ત ઉગ્યે માનવરૂધિરમાંની રસિકતાના માનવીને આંબલે યે મ્હોર મ્હોરે છે.

યૌવનના ખીલ માનવીવદને પ્રગટે છે, ત્હારે આયુષ્યની વસન્ત બેઠી દેખાય છે. એ આયુષ્યની વસન્ત તે જ પ્રિયતમની વાંછનાની ઋતુ.

વર્ષાકાળે જેમ પપૈયો પુકારે છે તેમ મનુષ્યનો અન્તવાસી વિરહગ્રીષ્મનો સ્નેહતૃષાર્ત પપૈયો એ ઋતુરાજમાં ટહુકાર્યાં કરે છે સહુ કવિવરોનાં ગાન એ ટહૂકારનાં માત્ર અનુગાન જ છે.

જમનાને કાંઠડે કાનડે બંસી બજાવી ત્હેમાં એ ટહુકાર હતો, આત્માની એ આરઝૂનો બોલ હતો. જીવનના જમનાનાં ઘેરાં જલમાં આત્માની બંસીનો એ શબ્દ ઢોળાયો હતો. ગોપની ગોપી પ્રત્યેની ગોપભાવનાનાં એ ગીત હતાં.

આત્મા જેટલી જ સહુ સદ્‌ભાવનાઓ યે અમ્મર છે, ને આત્મા જેટલી જ સ્નેહભાવના યે અમ્મર છે. પરબ્રહ્મને પ્રકૃતિને કાજે ને વિષ્ણુભગવાનને મહાલક્ષ્મીજી પ્રત્યે તે જ ભાવ છે, જેના તણખા પ્રિયજનોનાં પ્રેમમન્દિરમાં આજે યે પૂજાય છે.

અને સ્નેહ તે શું છે? ચોરી છે. લુંટ છે, દાન છે, કે વિજય છે! ચોરે તે ચોર, લુંટે તે લુંટારો, માગ્યાં દાન પામે તે ભિક્ષુ, અશ્વમેધ જીતે તે ચક્રવર્તી; એ તો શાસ્ત્રજૂનાં સત્યો છે. ઇન્દ્રે અહલ્યાનો ને સેકસ્ટસે લ્યુક્રેશિયાનો વ્રતભંગ કીધો તે ચોરી; ને રાવણે સીતાનું ને પેરિસે હેલનનું હરણ કીધું તે લૂટ. એ રસ નથી, રસાભાસ છે; અમૃત

નથી, વિષ છે; જીવન નથી, ખૂન છે. શકુન્તલાના આશ્રમમાં મૃગલીઓના શિકારનો નિષેધ છે. પણ દુષ્યન્ત મહારાજે ભિક્ષુ હતા, તે સદ્‌ભાગ્યશાળી યે માગ્યાં રસદાન પામ્યા હતા. રસદેશના મહાવીરોની એ ઇચ્છા કે આશા નથી હોતી. એ રઘુકુળભાણુ રાઘવ ને એ ગાંડીવધન્વા અર્જુન તો નિજ રસેશ્વરીનાં ગુણકીર્તન સુણી સ્વયંવરમાં સંચરે, ત્ર્યંબક તોડી કે મત્સ્ય વેધી પુરૂષાતન પ્રકાશે, સ્વયંવર જીતે, ને નિજ સીતા કે દ્રૌપદીની નિજ ગુણવીરત્વને સમર્પેલી વિજયવરમાળ પામે. રસનો વીરકેસરી સુન્દરીનાં સૌન્દર્યની ચોરી નથી વાંછતો, લૂંટ નથી વાંછતો, ભિક્ષાનાં દાને નથી વાંછતો: પ્રભુ ભક્તનાં વાંછે છે ત્‍હેવાં સ્વતન્ત્ર ને સ્વેચ્છાજન્ય સુન્દરીનાં સૌન્દર્યનાં સમર્પણ વાંછે છે, અંગના એ અભિષેક ને પ્રાણની એ પુષ્પવૃષ્ટિ ઇચ્છે છે. ‘ રસિકવર ! ત્‍હમે જ યોગ્ય છો, લો આ ફૂલછાબનાં ફૂલ:’ દેહ ને દેહીના એવા ઉપહારની પ્રેમીઓને પરસ્પર પીપાસા હોય છે. જે તરણશ્રદ્ધાથી યોજનગન્ધાને નાવે સાન્તનુ બેઠા ત્‍હેવી જ રસશ્રદ્ધાનાં સમર્પણની નિજ યોજનગન્ધા કનેથી સૌ સાન્તનુને આરઝૂ છે. સુકાન ને શઢ જેવાં એક નૌકામાં બે વિચરે, ને બે હલ્લેસાંની એક ગતિ જેવાં બે છતાં એક જીવન વહતાં થાય, એ રસિકોની રસભાવના છે. સરિતા ધસતી સાગર ભણી વહે, સાગર ઉછળતો સરિતાને સત્કારી મીઠો થાય, ને રસછોળમાં રસછોળ ગૂંથી પરસ્પરમાં સમાય, એ અન્યોન્યના ઉરઅભિનન્દન ને રસસત્કારને પ્રેમના મહાવીર રસવિજય કહે છે. એ સ્નેહ ને એ સ્નેહનાં જીવન.

પ્રભુએ પ્રકૃતિને સૂર્યકિરણની અર્ચા કીધી ત્ય્હારથી નારી તે નરની દેવી. પ્રકૃતિએ પ્રભુને પૂર્ણિમાનો ચન્દ્રક કીધો ત્ય્હારથી નર તે નારીનો દેવ. સ્ત્રીપુરૂષ એક જ બ્રહ્મવેલનાં બે ફૂલ છેઃ કોણ કોનાથી ચ્હડે-ઉતરે?

પાઠક! દ્વૈતવાદથી ભડકે છે? તો તું સ્નેહમીમાંસા નહીં શીખે. તું ત્હને જ વાંછે છે, કે ત્હારી ઉષાને? ત્હારી ઉષા પોતાને જ વાંછે છે, કે ત્હને? દ્વૈતવાદને ખોટો કહેનારાં સ્નેહનાં સાજનિયાં નથી. હું ઉષાને વાંછું છું, ને ઉષા મ્હને વાંછે છે.

**एकोहम् बहुस्याम** પરમાત્માએ ભાખ્યું ત્ય્હારથી દ્વીવચન તો શું પણ બહુવચનનો જન્મ થયો; ને એ બ્રહ્મલીલા સંકેલાશે નહીં ત્ય્હાં સૂધી બહુવચન ભાષાવ્યાકરણમાંથી તેમ જ બ્રહ્માંડના વસ્તુવ્યાકરણમાંથી લુપ્ત થશે નહીં.

વડલાનું એક થડ સાચું, ત્હેની કેટલીક ડાળીઓ યે સાચી, ત્હેમની બહુ ડાંખળીઓ યે સાચી, અને ત્હેમનાં અસંખ્ય પાંદડાંઓ યે સાચાં. એ સહુમાં **प्राणस्य प्राण** સમો એક રસ વહે છે, તે જેટલું ખરૂં છે તેટલું જ ખરૂં એ છે કે તે એક જ રસનાં પરમ તત્વથી પોષાતા અનેક રંગરૂપગુણધારી વ્યક્તિભાવ પણ વિલસે છે.

અદ્વૈતે સાચું છે, દ્વૈતે સાચું છે. દ્વૈત સાચું ન હોય તો અ ત ખોટું પડે. દ્વત વિના અદ્વૈત કોનું? ઉષા કહે છે કે રાસમાં ફરતાં ત્હેના બે હાથ તાળી પાડવા આકર્ષાય છે, ત્હેવા અમારા સકલ જીવનના દ્વૈતભાવ પરસ્પર ભણી અદ્વૈતભાવે આકર્ષાય છે.

પણ એ જીવનતાળી પડી કે નહીં ? એ કાળે તો અમ સમસ્ત જીવનનો તે મહાપ્રશ્ન હતો.

શ્રુતિવાક્યાનુસાર એક ને એના ભેદ નથી, પણ એકને બહુના ભેદ છે. તત્વત: એકાનેકવાદ જ ખરો છે. એક જ્યોતિવન્તા અનેક તારલિયા ગગનમાં પ્રકાશે છે.

અદ્વૈત શબ્દની સિદ્ધિ દ્વૈત શબ્દમાંથી છે, ને અદ્વૈત શબ્દને વિશે જ દ્વૈત શબ્દ વસેલો છે, તેમ અદ્વૈત ભાવની સિદ્ધિ યે દ્વૈતભાવમાંથી છે. અને અદ્વૈતભાવને વિષે પણ દ્વૈતભાવ વસેલો છે. અદ્વૈત કોનાં ? દ્વૈતનાં જ. જગતનાં માત-પિતાને **वागर्थाविव संपृक्तौ** કહેલાં છે. વાણી ને અર્થ એક છે કે જૂદાં ? જૂદાં છતાં એક છે, એક છતાં જૂદાં છે. ઉષા અને મ્હારા જેવાં, પ્રિયતમ અને પ્રિયતમા જેવાં, રાધા અને કૃષ્ણ જેવાં.

વિસર્ગનાં બે ટપકાંનો એક ઉચ્ચાર ને સ્ટિરિયોસ્કોપ-માંની બે છબિઓમાંનું એક દર્શન: એનું નામ દ્વૈતાદ્વૈતભાવ.

એક કિરણમાં સાત રંગ, ને સાત રંગમાં એક કિરણ: એક જ્યોતિનાં અનેક કિરણ, ને અનેક કિરણનો એક જ્યોતિ: એનું નામ એકાનેકવાદ.

હું યે સાચો, ને ઉષા યે સાચી: તું યે સાચો ને ત્હારી ઉષા યે સાચી. આપણે સહુ કાંઇ ઝાંઝવાનાં જળ નથી, કે રાત્રિના સ્વપ્નતરંગ નથી. આપણે સહુ અનન્તનાં અજવાળાંવાળા દિવસના વાસી અનન્તનાં કુમાર ને કુમારી છીએ. અનન્તને આંગણે ખેલિયે છીએ, અનન્તની લીલા રચિયે છીએ.

સહુ પ્રિયતમ ને પ્રિયતમા અનન્તના જ વંશનાં વંશજ છે.

સાન્ત છે તે લીલા છે, અનન્તની રસજલની ઉર્મિઓ છે, રસજલ સમોવડ સાચી છે.

નરસૈયાએ ગાયું છે કે ' બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.' અમને તે ખરૂં લાગે છે. ઉષાનાં મરકલડાં મ્હને ને મ્હારાં મરકલડાં ઉષાને પ્રેમના પરમ સત્યોનાં એવાં બ્રહ્મલટકાં જ ભાસે છે. વાંચનાર ! તું હસે છે, ને ગાંડા જેવું કહે છે. હશે, તું સાચો હઇશ. હું જ સાચો એમ મ્હારૂં યે કહેવું નથી. પણ મેરુ ડગે, બ્રહ્માંડ ચળે, ત્હો યે ઉષા તો સાચ્ચી છે. શું તારી ઉષા યે એવી સાચ્ચી નથી ? ને એ ત્હારી ઉષા યે એવું ભાખતી નથી ? પૂછી જોજે—શંકા હોય તો ફરીથી એક વેળા એવાં ' બ્રહ્મલટકાં ' કરીને.

ને—સૌન્દર્ય સૌન્દર્યને બોલાવે છે, રસિકતા રસિકતાને આમન્ત્રે છે: અસૌન્દર્યને નહીં, અરસિકતાને યે નહીં. કારણ કે સૌન્દર્ય નીતિ ને પ્રભુતા છે, અસૌન્દર્ય અનીતિ ને અપ્રભુતા છે. મનુષ્યની પ્રથમ સહજ વૃત્તિ પુણ્યની છે, મનુષ્યની દ્વિતીય અને વિક્રીડીત વૃત્તિ પાપની છે. તેથી જ પ્રભુનો પુણ્યબાલક સૌન્દર્યાભિમુખ છે, ને અસૌન્દર્યાભિમુખ નથી.

અને સૌન્દર્ય એટલે ધોળો રંગ જ નહીં હો ! એમ હોત તો પ્રભુનો પુર્ણાવતાર અસુન્દર કહેવાત, ને રસમૂર્તિ રાધિકાજી અસૌન્દર્યનાં ઉપાસક ઠરત.

પ્રકૃતિ દેવીના મહાપ્રાસાદમાં સુન્દરતા નિયમ છે,

અસુન્દરતા અપવાદ છે. ને અપવાદોમાંથી સિદ્ધાન્તો સારવવાનો ઇજારો તો મૃગજળ ને સર્પરજ્જુભ્રમનાં સ્વપ્નજાળમાં રમતા વેદાન્તાચાર્યોને કાજે જ રહેવા દ્યો. અસુન્દર ફૂલ કે અસુન્દર તારો ક્ય્હાંઇ દીઠાં છે ? પરમાત્મા પરમસૌન્દર્યનિધાન છે, તેથી પ્રભુનાં પુત્રપુત્રીઓ સૌન્દર્યપૂજાનાં પૂજારી છે. રસેશનાં રસસન્તાનોને રસસુન્દરતાની પ્રભુતાનાં આકર્ષણ છે.

મનુષ્ય સ્વભાવસુન્દર છે, શું નર કે શું નાર.

બીજમાં રસ છે ત્હેનું પ્રાકૃતિક મૂર્તિસ્વરૂપ તે પુષ્પ : તેમ નરનારીની અન્તરૂવાસી રસિકતાનું પ્રાકૃતિક પ્રતિમાદર્શન તે સુન્દરતા. રસનાં જામેલાં પુષ્પો તે સૌન્દર્ય. એ કારણે રસિકડાં સૌ સુન્દર હોય છે, ને સુન્દર સહુ રસિકડાં હોય છે. પ્રિયજનના દેહ દેહનાં સૌન્દર્યને વાંછે છે, પ્રિયજનના આત્મા આત્માના સૌન્દર્યને વાંછે છે. પ્રિયનું શું શેને વાંછતું નથી ? પ્રિય સકલ સૌન્દર્ય પ્રિયના સૌન્દર્ય સર્વસ્વને વાંછે છે.

વિશ્વની વિકૃતિઓ ત્હેં નિરખી છે ? બલાત્કારે વિધવા રહેલી કે યૌવનયુગમાં કુમારિકા રહેલીને નિરખી મ્હને વિશ્વની વિકૃતિઓ ને વિધાતાની વિચિત્રતા યાદ આવે છે. મ્હને તો એ ફૂલડાં વિનાના ફૂલછોડ ભાસે છે. ઋતુરાજ જામ્યે યે જાણે મ્હોર વિનાના આંબલિયા ઉભા.

નૈષ્ઠિક બ્રહ્મચારી કે બ્રહ્મચારિણી પૃથ્વીને પગથાર બ્રહ્મવેલીનાં બ્રહ્મફૂલડાં છે. સ્મરણસંગી પ્રેમવ્રતિયાં વિધુર કે વિધવા સંસારના અઘોર મહાવનમાં સ્નેહનાં સન્તજન છે.

પણ સંજોગબલાત્કારની વિધવા ને કુમારી નવયૌવનાઓ તે વસંતપૂર્ણિમાની ધન્ય ચન્દ્રિકામાં પ્રગટેલી હોળીઓની જ્વાલાઓ ભાસે છે, અણપૂર્યા કોડની ચિતાઓ લાગે છે.

બાળલગ્ન ને પ્રૌઢલગ્ન બન્ને ખોટાં છે. રસશાસ્ત્રમાં તો યૌવનલગ્ન સાચ્ચાં છે.

બ્રહ્માંડમાં બે વિધનાં મહાબળો છે: કેન્દ્રગામી ને કેન્દ્રાપગામી. ત્‍હેમાં એક કોટિ દેવની, બીજી શયતાનની; એક તેજની, બીજી અંધકારની; એક જીવનની, બીજી મૃત્યુની. એકનો પરિવાર સ્નેહવાત્સલ્યાદિ સમન્વયી વિભૂતિઓ, બીજાનો પરિવાર ઇર્ષ્યાદ્વેષાદિ કુસંપિણી પ્રવૃત્તિઓ. સૂર્યમાલાઓના ને સમસ્ત વિરાટના ચક્રરમણ ને ધરીરમણ પ્રગટયા ત્‍યહારથી અહૂર્મઝદ ને અહરમનના, દેવ ને દાનવના, મહારાસ જન્મ્યા છે.

નરનારીનાં મહાગુરુત્વાકર્ષણ કેન્દ્રગામી છે, ને તેથી દૈવી, અહુર્મઝદનાં છે. માટે જ આટઆટલા યુગ વીત્યે યે ત્‍હેનાં યશોગાન ગાતાં કવિગણ વિરામ્યા કે થાકયા નથી.

મ્હને થાય છે કે અહોરાત્ર ને આયુષ્યના અન્ત સૂધી ઉષાની આ કથા આલેખ્યાં જ કરૂં. પણ આંબે મ્હોર બેસે એટલી કેરીઓ ન ઉતરે, ને મનુષ્યને અભિલાષ જાગે એટલાં ફળ ન હોય.

પૃથ્વી ઉપર પહેલો સૂર્ય ઉગ્યો, ને મનુષ્યે એ માર્તંડરાજનાં પ્રથમ દર્શન ચક્તિ નયને કીધાં, એવાં આશ્ચર્ય પ્રિયતમના પ્રથમ સૌન્દર્યદર્શને પ્રિયજનને થાય છે. સારા દિવસભર કુતુકલોચને નિરખાયેલો ભાસ્કર રજની ઉતર્યે

પ્ર. ૯/૧૮૦ આ

આથમે, ને અન્ધકારની વાદળગુફામાં પહેલ્લી વાર ડૂબે, ને માનવઆંખડી દિશદિશની ઝાડીઓમાં એને શોધતી ભમે, એવાં પ્રિયનાં પહેલ્લાં આકર્ષણ પ્રિયજનને આકર્ષે છે. પ્રાતઃકાળે પુનરપિ સૂર્યોદય ઉગ્યે અન્ધકાર ધોવાય ને અજવાળાં અવની ભરી ઉડી રહે એટલે એ ભાસ્કરનાં ભર્ગનો પૂજ્યભાવ પ્રગટે એવો પૂજ્યભાવ વ્હાલાંઓને વ્હાલાંઓ માટે પ્રગટે છે. પ્રભાતના અરૂણોદય સરિખડી એ પૂજ્યભાવની કાલિમામાંથી સ્હવારની મધુરીશીળી પ્રભાસુધા સમી વત્સલતાની પરિમલવન્તી પાંખડીઓ ઉઘડે છે, અને મધ્યાહ્‌ન તપતાં ઉન્હાળાના બપ્પોર સમી મદઘેલછાઓનો યે ઉભરો ચ્હડે છે. પૂર્ણિમાની રાત્રીએ એ સૂર્યરાજના સ્નેહાઅવતારરૂપ ચન્દ્રરાજ રાત્રીભર પ્રકાશે છે, જો કે તે સુધાકરમાં શશાંકનો ચન્દ્રક, તેજવદને શ્યામ છુંદણા જેવો, વિરાજી રહે છે. ને એ પૂર્ણિમાની રજનીમાં ચન્દ્રિકા સરિખડી રસલીલા કૂદડી ફરે છે, ને ભાવનાનાં નૃત્ય, જ્યોત્સ્નિકાની ઉર્મિઓ સમોવડાં, સુલલિત હાસ્ય હસી રહે છે. પણ એ ચંદનીના મહાસાગરને યે તલ છે, અતલ નથી; ને સંસારની એ અપૂર્ણતામાં વસેલ્લી પરમ કરૂણતા કાલાવકાશભરમાં નિત્યપથરાએલ્લી રહે છે. એવી રસની ભેદાવલિ ઓર છે. ને સાગરની તરંગાવલિ ગણી જાય નહીં, તેમ એ રસની ભેદાવલિની યે પરંપરા ગણી ગવાય એવી નથી. જીવનના સૂર્યની ને સૂર્યતેજની એ ગહન ભેદાવલિ છે. પણ રસાનન્દની ભેદભૂમિકા તો સાથી યે ગહનતમ છે. ઋષિઓએ ઉચ્ચાર્યું કે **रसो वै सः** એ શાશ્વત મોક્ષ-

ભૂમિના ભેદમહેલો દેવમણિએ બાંધ્યા છે ને દેવરત્ને શણગારેલા છે.

સ્નેહની સમાધિની કથા કહેવી હજી અધૂરી છે. વાંચનાર ! કંટાળ્યાં તો નથી ને ! પ્રેમનાં પૃથક્કરણ કરવાં તો મ્હને યે નથી ગમતાં: પણ ઉષાની પુણ્યકથા કથતાં મ્હને તો સદા પરમ પ્રમોદ જ છે. ત્હારા પ્રિયતમના ભાવમાં ઉડવું શું ત્હને કદી થકવે છે ?

જાગૃતસ્વપ્ન તો સહુએ દીઠાં છે. ખુલ્લી આંખ આગળથી જગત અલોપ થાય એ તો ત્હેં ય અનુભવ્યું છે. પોપચાંના પડદા ખુલ્લા છતાં ને કીકીના હીરા તેજસ્વી છતાં દૃષ્ટિમાંનાં દૈવત ઉપરામ પામે, ને દરિયાના ઓટ સમી દૃષ્ટિની ભરતીનો ઓટ થઇ એ કિરણો અન્તરમાં સંકીર્ણ થાય એ તો ત્હારાથી પણ કાંઇ અજાણ્યું નથી. વિચારને વિમાને આત્મા ઉડતાં સ્થૂલ સરી પડે, ઇન્દ્રિયો ઓસરી જાય, ને ચેતનવિદ્યુત આત્માના બ્રહ્મમહેલમાં જઇ સંકેલાઈ વિરાજેઃ એનાં તો ત્હને આશ્ચર્ય કે ચમત્કાર ભાસતાં નથી.

ત્હને જે કોઇ કોઇ વેળા સહજસાધ્ય છે, યોગશાસ્ત્રના શાસ્ત્રવિજ્ઞાનીઓએ ત્હેને યત્નસિદ્ધ કીધું છે. નગરનાં ભક્તજન જેમ દેવમન્દિરમાં ઉભરાય તેમ દેહનગરનિવાસિની ઇન્દ્રિયો ને વૃત્તિઓ આત્મમન્દિરમાં દોડી આવે છે. પણ મહાભક્તોનો ભક્તિભાવ મન્દિરના ઘુમ્મટ ફોડી ગગન ઓળગી બ્રહ્મલોકમાં વિચરે છે, તેમ યોગીશ્વરો યે દેહનાં દૈવત સંકેલી લઈ, ચેતનવિમાનમાં આરૂઢ થઇ, માનવીના સંસારમાં, વિશ્વના અનન્ત વ્યોમવિસ્તારમાં, ને પરબ્રહ્મના

બ્રહ્મલોકમાં ઉડે છે. પ્રાણવિનિમય, પરકાયાપ્રવેશ, બ્રહ્મસમાધિ, એવાં આત્માનાં ઉડ્ડયનની પ્રક્રિયાઓનાં પૃથક્ પૃથક્ પારિભાષિક નામ છે.

સ્નેહયોગ, સ્નેહજીવન, સ્નેહસમાધિ યે એવાં છે. સ્થૂલપ્રવેશી કિરણોની પેઠે પ્રિયતમચેતનનાં સ્નેહકિરણો પ્રિયજનચેતનનાં સ્નેહકિરણોથી ગૂંથાય, દિલના તન્તુઓ વણાઇ એક દિલદોર રચાય, એ સ્નેહયોગાઓનો સ્નેહયોગ. ઉરના ઉભરા રુધીરમાં ઉભરાય, ને વેલીઓની પાંદડીઓ સમોવડી ગૂંથાએલી બે શરીરીની શરીરપાંદડીઓ સંસારવાડીમાં એક માંડવડે સોહાય એ સ્નેહસંસારીઓનાં સ્નેહજીવન. દષ્ટિમાં ખડો છતાં યે દેહને ન નિરખે, ગૂંથાએલી ડાળીએ ડાળી જેવાં અંગેઅંગ ગૂથાયાં છતાં અંગમાંથી વીરમેલાં ચેતન, પૃથ્વી ઉપરથી ગગનમાં ઉડતાં તેજબાણ સમાં, સ્નેહના અન્તરિક્ષમાં એક પંખીની બે પાંખ જેવાં બે છતાં એક પુણ્યગતિ સાધતાં પરમ રસભોમમાં જ વિચરે: તે માનવીની સ્નેહસમાધિ. સ્નેહનાં એ ત્રણે સ્વરૂપ–યોગ જીવન ને સમાધિ–પુણ્ય છે, પ્રભુતા છે, જગતનું સૌભાગ્ય છે, સંસારમન્દિરમાંની દેવપ્રતિમા છે, બ્રહ્માંડમાંની બ્રાહ્મી રસકલા છે.

સ્નેહબાણે સ્નેહીજનનાં હૈયાં કોણે વીંધી નથી જાણ્યાં ? સ્નેહયોગના પરકાયાપ્રવેશ સ્હમજાવવા પડશે ?

બ્રાહ્મી સ્થિતિનાં બ્રહ્મમહેલનાં બ્રહ્મતેજ કેવાં છે ? અગ્નિ જેવાં બાળનારાં, કે અમૃત જેવાં ઠારનારાં ? સ્નેહમુક્તિની યે પરમસ્થિતિનો એ તાળો છે. સ્નેહનાં તેજે

પીયૂષપ્રસ્રવન્તાં છે. નથી એ મદિરાનો નિશો, નથી એ ઝહેરનાં મૃત્યુ, નથી એ વહ્નીની ઝાળ. સ્નેહની ખાહી સ્થિતિ તો પ્રસન્નતા ને સૌમનસ્ય છે, વત્સલતા ને ચિત્ત-પ્રસાદ છે. પ્રેમના પરમ રસાનન્દ તો સચ્ચિદાનંદની જ કલા છે.

સુજનજૂની રસિકતાની એ ભેદભૂમિમાં એમ અમે રમતાં હતાં. ઉષાના રસભાવ મ્હને વાંછતા ને મ્હારા રસભાવ ઉષાને વાંછતા. ઉષાની કવિતા મ્હને બોલાવતી, ને મ્હારી કવિતા ઉષાને બોલાવતી. એમ અમારા રસ-જીવનનું મહાકાવ્ય રચાતું હતું.

ઓ સુખડાંનાં લોલુપો ! સ્નેહ કેવળ સુખ નથી. નહીં તો વિપ્રલંભ શૃંગારનો દુઃખયુગ સ્નેહયુગ ન કહેવાત.

સ્નેહ એટલે જીવનજ્યોત, સકલ સંસારનો અમૃત-દીવડો. આયુષ્યયાત્રાની એ પ્રેરણા છે, બ્રહ્મધામની તે પાંખ છે.

સ્નેહજન્મની તિથિથી જીવનમાં કવિતા જન્મે છે. જો જીવનમાં કવિતા ન જન્મે તો જાણજો કે જીવનમાં સ્નેહ જ જન્મ્યો નથી.

એ સ્નેહવર્ષા વરસતાં જીવનમાં ઉત્સાહ સાહસ વીરત્વના ફૂવારા ઉડી રહે છે. શરદનાં જલ જેવાં નિર્મળ ને વેગવન્તાં જીવનનાં જળનાં પૂર સ્નેહની ઋતુમાં વહે છે.

વાંચનાર ! એ ચિરકાળની ભેદભૂમિકાનો એક પડદો યે ત્હારે કાજે ઉઘડયો કે નહિ ? આ શબ્દોમાં ત્હારા આજના અનુભવ નહીં ને સ્મરણો હોય ત્હો યે બસ છે; સ્મરણો નહીં ને આશાઓ હોય ત્હો યે પૂરતું છે. પૂર્વમાંથી

નહીં તો પશ્ચિમમાંથી પડછાયા પડે જ છે, તેમ ત્હારા ભૂતકાલની નહીં તો ભવિષ્યની છાયાઓ આમાં ત્હને નિરખાજો?

ઉષા અને હું એ ચિરકાલની ભેદભુલામણીમાંનાં જૂદાં જૂદાં વનમાં ત્ય્હારે તો ભમતાં હતાં, ને એક બીજાને આઘેથી બોલાવતાં હતાં. અમે એ પ્રેમનાં આમન્ત્રણનાં ગીત સાંભળતાં હતાં. કદી કદી કય્હાંક રસજલને તીરે મળતાં ને આનંદતાં. ત્હો યે એ ભેદ અલ્પ જ અમને ઉકલતા. એવી જ છે અટપટી એ સ્નેહના સનાતન ભેદોની ગહન ભૂમિકા.

સરિતાના બે કાંઠડે બેઠેલાં ચક્રવાક ને ચક્રવાકી રાત્રિ-ભર પરસ્પરને પોકારે, તેમ જીવનની સરિતાને બે કાંઠડે બેઠેલાં હું ને ઉષા પરસ્પરને અન્ધકારમાં પોકારતાં હતાં. સમસ્ત જીવનના તે પોકાર હતા, આખ્ખા આયુષ્યના એ ઉચ્ચારણ હતાં. અનન્તતાના આંબાવાડિયાની બે કોયલો જાણે પરસ્પરને પોકારતી હતી.

સ્નેહેશ્વરના આશીર્વાદ ઉતરો સ્નેહનાં સૌ પંખિડાં ઉપર.



## ૧૦

## સંજીવન

વાંચનાર ! ચમત્કારને ત્હમે માનો છો ? મ્હેં તો જીવનમાં સમત્કાર જોયા ને અનુભવ્યા છે.

ફરતી ફરતી વળી વસન્ત આવી. પણ મારા અન્તરની વસન્ત પાછી નહીં જ પધારે એમ મ્હને લાગ્યું.

ફૂલરોપને કળીઓ બેઠી, કળીઓ ખીલી ફૂલ થયાં; પણ મ્હારા આશાના ફૂલરોપને કળી યે ન બેઠી, ને ફૂલ પણ ન ઉઘડયાં.

ઉષાને આંગણે ગુલાબનો બગીચો હતો. તે બગીચાની કયારી કયારી જાણે ફૂલભરી છાબ બની રહી. ફૂલવાડીમાં ફરતી ઉષા પ્રફુલ્લપુષ્પ ગુલાબના છોડ જેવી પ્રકાશતી. ત્હેને ગૌર દેહે ગુલાબની પાંદડીઓ ઉઘડી રહી હતી. ત્હેના શ્વેત સાળુમાં ગુલાબી ગલ હતા. ત્હેની વેણી ઝીકભરી ગુલાબી મુખમલપટ્ટીથી બાંધી હતી. ત્હેના મુખડે દેવગુલાબ પ્રગટતાં હતાં. ઉષાનાં અંગેઅંગમાંથી ગુલાબની સુવાસના જગતની વાડીમાં ભભૂકતીઃ જાણે ઉષા ગુલે ગુલાબની ગૂંથેલી પૂતળી જ ન હોય !

ને એ ગુલાબપૂતળી ફરતા કાંટા હતા; વીણવા જતાં મ્હને તે વાગતા.

અમારે દેશ વસન્ત વ્હેલી આવતી. વસન્તપંચમીએ તો વાડીઓ ભરી ભરી ફૂલની છાબ જેવી ઉઘડતી.

ધનુર્માસ વીતી ગયો હતો. મંગળાનાં દર્શન કરવા ઉષા માતાની સોડમાં લપ્પાતી લપ્પાતી જતી ત્ય્હારે પ્રૌઢ વ્યોમસુન્દરીને દેહે અરૂણાની કુંકુમરેખાઓ ઉછળતી વિરાજતી હોય એવું દર્શન થતું. દેવદર્શનથી પ્રફુલ્લેલા ઉષાના વદને દેવનાં અમૃતઅજવાળાં રમતાં. ધનુર્માસમાંના ઉષાના એ દૈવી રંગ આજ અનેકધા ઉઘડેલા ઓપતા હતા. ફુવારાની ધારા સમોવડા, ઈન્દ્રધનુષ્યના ઉર્ધ્વરેખ દેવકિરણુ સરિખડા આયુષ્યના અજબ સ્વર્ગરંગો ઉષા ફરતા ચોમેર સ્ફુરતા. અંગમાંથી અમર તત્વની જાણે ઉર્મિઓ ઉછળતી. રોમરોમમાંથી આત્માનાં અમૃતની સેરોનાં ફોરાંઓ ઉડતાં.

પણ ગગનની અદ્‌ભુત સુન્દરતા દર્શન કરવા કાજે છે, પોતાની કરવા કાજે નથી; તેમ ઉષાની સૌન્દર્યપ્રભાનાં યે મ્હારે તો માત્ર દર્શન જ કરવાનાં રહ્યાં હતાં.

નગરમાં લગ્નોની ઋતુ બેઠી. બાલકને બાલિકા કેટલાંક પરણાવતાં તો પ્રૌઢાઓને પ્રૌઢ કેટલાંક પરણતાં. કુલને કુલીનતા ક્ય્હાંક પરણાવતાં, તો ધનને ધન ક્ય્હાંક પરણતાં. ક્ય્હાંક ક્ય્હાંક યૌવનને સુન્દરતા પરણતી. કોઈક પ્રસંગે નરનારીનાં દેહી ગુરુત્વાકર્ષણને પરિણામે નરનારીનાં પ્રાકૃતિક સ્થૂલ મૂલતત્વોનાં લગ્ન થતાં. એ સહુને લગ્ન માની, જગતની સર્વ પ્રજાઓની પેઠે, અમારો સંસારે સન્તોખાતો. હાર્યાં જેવાં પગરણ માંડનારાં યે કેટલીક વાર જીતે છે તેમ એ સંસારલગ્નમાંથી યે કોઇ વેળા અદ્‌ભુત દંપતી-

યુગલ જન્મતાં. પણ દુનિયાંના લગ્નમંડપોમાં પ્રેમદેવની પ્રતિષ્ઠા તો ક્વચિત–ક્વચિત વિરલ જ થતી.

એક વેળા સાયંસંધ્યાએ મન્દિરની અગાશીમાં ઉષા અને હું રમતાં હતાં, ને તે વેળા ધૂમકેતુ ઉગ્યો હતો. ઉષા અપશુકન સ્હમજી બ્હીની, છતાં ધૂમકેતુના તેજકલાપની ભવ્ય શોભાથી સૌન્દર્યમુગ્ધ ઉભી. ઉષાના ઓઢણાનો છેડો મ્હેં માથેથી ઉતાર્યો, ઉષાનો અંબોડલો છોડી વાળની ધારાઓ વિખેરી નાંખી, ને મહીં શ્વેત ફૂલડાંની તારકાવલિ ગૂંથી. પછી કહ્યું: ઉષા! ત્હારા વદનના તેજચક્ર ફરતી જેવી આ ફૂલધારાઓ વરસે છે, ત્હેવી જ ધૂમકેતુના તેજચક્ર ફરતી ત્હેની તેજસ્વી કેશધારાઓ વરસે છે. ઉષા! તું ય મ્હારો ધૂમકેતુ.

મનુષ્ય બોલે છે, ગગન ઝીલી લે છે, ને પ્રારબ્ધ ઓછો વધતો પડઘો પાડે છે. અપશુકનનો બોલ અવિચારથી યે કોઈ બોલશો મા.

મન્દિરમાં અમે 'પ્રેમ' 'પ્રેમ' રમતાં ત્ય્હારે કોઇક ચોકૂખલિયાંને તે ન ગમતું. હું તો કહેતો કે સ્ત્રીપુરૂષો ભેળાં ભાવહિન્ડોળે ચ્હડે એવે કીયે દેવમન્દિરે કે લોકમન્દિરે આત્મા એમ રસઝૂલે ઝૂલતો નથી? આત્માની સારી યે સારંગી ગાજતી હોય ત્ય્હારે શું પાસે પાસેના તારો નહીં કંપે?

પણ અમારા હૃદયતારોને તો વચમાં અન્તર ઢાળી અળગા કીધા હતા.

નિરાશાનો મારો એકાન્તવાસ મૂકી હું યે એક વેળા નગરમાં ગયો હતો. સૂર્યતેજની પૃથક્ પૃથક્ રંગપ્રભાથી શણગારાયેલી રંગભર વાદળીઓ સમી સુન્દરીઓ નગરના ગગનની શેરીએ શેરીએ ને ચોકે ચોકે ઘૂમતી હતી. સન્ધ્યાના

વિધવિધ સુવર્ણ વીણી વીણી ત્હેમના પટ ગૂંથી ગૂંથી જાણે કુલાંગનાઓએ ઓઢણાં ઓઢયાં હતાં. શરીરની શોભાને ઢાંકતાં છતાં સવિશેષ વિકસાવતાં પયોદપરિધાન, ચન્દ્રકલાને ઝીણૂંઝીણેરૂં આચ્છાદતી તથા વિલસાવતી આછી અભ્રમાળા સમાં, ઉડતાં હતાં. નગરને ચોક જાણે વીજળીઓના ચમકાર ચમકતા.

અમસ્તો જ નગરમાં હું ગયો હતો. ને પગલાંને આજ્ઞા ન હતી કે ક્ય્હાં જવું; પણ ચેતનની વૃત્તિઓને નિરન્તર અનુસરતા ચરણો અન્તરની અણબોલી એષણા સ્હમજી ગયા હોય તેમ તે જ દિશામાં વળ્યા. ઉષા જે અટારીએ ઉગતી તે અટારી નીચે દેહને મ્હારા પદહંસો લઇ ગયા. દેહી તો સદા, વાયુ ને આભ જેવો, ત્યાં જ વસતો હતો.

ત્ય્હાં તો વસન્તનો બાગ ખીલેલો હતો. સૌન્દર્યના તે મહેલમાં સુન્દર શણગારવન્તી સુન્દરીઓ, ફૂલડે લચી-નમી જતી રસડોલન્ત વેલીઓ સમી, જતી આવતી હતી, ને ત્ય્હાં ગીત ગવાતાં હતાં. કાનની ઇંદ્રિય મ્હારી સતેજ થઇ ને સાંભળ્યું તો તે લગ્નગીત હતાં. નગરની અનેક હવેલીઓમાંથી આવતા હતા તે જ એ ગીતશબ્દ હતા, પણ આ સૂરોએ તો આત્માને વ્હલોવી નાંખ્યો; એ ગોરસની છાશ કરી નવનીત ઉતારી ધૂળમાં ઢોળી દીધાં.

કોઈ બોલ્યું કે ઉષા પરણે છે. ‘ઉષા પરણે છે’ એટલા જ મન્દ શબ્દોએ કાનના પડદા ચીરી નાંખ્યા, મર્મસ્થાનને મૃત્યુબાણ માર્યાં ને આત્માને મૂર્છા ખવરાવી.

એક બટન દાબે ને વીજળી ઉછળી મ્હેલના મ્હેલ તોડી ભાગી ઉડાડી મૂકે, તેમ તે બે શબ્દો શ્રવણુમાં પડતાં ચેતન મ્હારૂં સકલ ઝબકીને જાગ્યું, ને શાન્તિના મ્હેલ હતા ત્ય્હાં ગંગાનાં પૂરના ઉછગાટ ઉછળવા લાગ્યા.

કૃષ્ણુપક્ષ પલટી આ તો તલાતલની તમીસ્રા સન્મુખ આવી ઉભી.

ઉષા કુમારીનું કૌમાર કોઇક અભડાવશે ? એ નિર્દોષતા, એ સ્પર્શપતિત ન થયેલ કુમારીત્વની કુમાશ કોઇક કરમાવશે ? એ અદ્‌ભુત લોકોત્તર સૌન્દર્યનું કોઇક હરણુ કરી જશે ? એના અંગની 'અછૂતા દામન'ને કોઇક છોશે ? એ અભડાવવા મ્હને લાલસા હતી, એ કરમાવવાની મ્હને લલૂતા હતી, એ સૌન્દર્યની અદ્વિતીય સીતાનું હરણુ કરવા હું તલપતો હતો, એ લોકપાવન પાલવડે ભાત પાડવા હું વલખાં મારતો હતો; તે સહુ હું ભુલી ગયો. કોઇકને રાક્ષસ કહ્યો, કોઈકને રાવણુ કહ્યો; પણુ મ્હારા ઉરની લંકામાં રાવણુ જીવતો હતો ત્હેને મેં નિરખ્યો નહીં.

જગતશોભન તે પીયૂષપાંખડી ચન્દ્રકલાને કોઈક રાહુ ગળી જશે. ત્રિલોકનો સૌન્દર્યનો મુગટ–

તે ગીતની મધુરતા મ્હને કડવી લાગી. તે રૂપવન્તી અંગનાઓ મ્હને વિરૂપા સૂર્પનખાઓ દેખાઈ. તે ઉજળું પ્રભાત મ્હને અમાવાસ્યાનો અન્ધકાર ભાસ્યો. જગતનો સુધારસ મ્હારો ઢળી ગયો, ને વિષની વલ્લીઓ ઠામ ઠામ ઉગી નીકળી.

જગત્! તું કડવું છે કે મીઠું ? તેજસ્વી છે કે

અન્ધકારમય ? જગત્ ! ત્હારો મૂળ એક પ્રાકૃતિક રંગ કોણે નિરખ્યો યા કલ્પ્યો છે કે મ્હને કહે ?

સૂર્યતેજથી ભરેલું મ્હારૂં તે સ્હવાર હતું, પણ તે સૂર્ય ઓચિન્તાનો આથમ્યો, ને મ્હારી જીવનની ખીણમાં નિબિડ અન્ધકાર ઉતર્યો.

એ આથમતા સૂર્યનાં કિરણકિરણમાંથી કૌવચના કાતરા ઉડી આવી મ્હને કરડવા લાગ્યા.

તે દિવસે હું નગરમાં ભમ્યો, જનસમાજની મેદનીમાં રખડયો, પણ નયને કાંઇ યે નિરખ્યું નહીં. મ્હારી આંખે જાણે અન્ધકારનાં ચશ્માં પહેર્યાં હોય, તેમ પુરજનોમાં ઉઘાડી આંખે હું વિચરતો, પણ કોઇને દેખતો નહીં.

સ્હવારે નદીએ ન્હાવાને ગયો. નદીમાં મન્દ મન્દ વહેતાં પાણીની પાંખડીઓમાં ઉષાને મન્દ મન્દ હસતી ને વહી જતી જોઇ. સૂર્યનાં કિરણો જેમ જલલહરી ઉપર પડતાં, ચમકતાં, ને વિહરતાં વહી જતાં, તેમ ઉષાને વહેણમાં વહી જતી નિરખી. દૂરથી આવતાં પાણી છાતી આગળ ઘડીક આવી–વળી–રમી ધીરે ધીરે નાચતાં નાચતાં દૂર ને દૂર, ને તેથી યે દૂર જતાં હતાં, તેમ ઉષાને યે આઘે ને આઘે, ને તેથી યે આઘે, જીવનની ક્ષિતિજ ઉપર ને ત્હેની યે પેલી પાર વહી જતી નિહાળી.

સાકરની પૂતળી જલમાં ઓગળી જાય તેમ ઉષાને નદીના જલમાં ઓગળી જતી દીઠી.

ન્હાનાં ન્હાનાં ત્વચાનાં સહુ છિદ્રો ઉઘડયાં, ને સહુ છિદ્રમાંથી આત્માનાં ઝરણ નિર્ઝરી જતાં લાગ્યાં.

ભોજનના અમૃતથી આત્મા પોષાય છે એમ સહુ કહે છે; પણ મ્હને તો તે દિવસે એ વિષ લાગ્યાં, ને તે વિષ ખાધાં છતાં યે દેહ કે દેહીને મૃત્યુ ન આવ્યાં ઉરનો વૈશ્વાનર મ્હારો અતૃપ્ત હતો. એ અન્તરના અગ્નિકુંડની જ્વાલા વણઆહૂતિ ઉછળતી હતી, તેથી ખાધાથી ભુખ કે પીધાથી તૃષા મ્હારી શમી નહીં. શાન્તિ દેહને પોષવામાં નથી, પણ આત્માને પોષવામાં છે એટલું હું ત્ય્હારે, મ્હારી અક્કલ ઓસરી ગઈ ન હોત તો, સ્હમજી શકત.

બપ્પોર થયો, મધ્યાહ્ન તપ્યો, ને ઉષાની ને મ્હારી ઉષ્માની જ્વાલાઓ જાગી ઉઠી. જે ત્હેનાં અંગમાંથી શીતલતા ને મધુરતા પસરતાં, તે જ દેવઅંગોમાંથી વિરાટની મહાજ્વાલાઓ ઉડતી ભાસી. ત્હેના લલાટમાંથી મધ્યાહ્નનો અનલભડકો ભભૂકતો દીઠો. સતી ચિતાએ ચ્હડે ત્હેવી તે સળગતી લાગી. મધ્યાહ્નના કિરણકિરણમાંથી નવું મધ્યાહ્ન પ્રજળતું: જાણે બ્રહ્માંડની પ્રચંડ હોળી કોઇએ સળગાવી ન હોય ને ત્હેમાં બ્રહ્માંડ બધું સળગતું ન હોય !

અગ્નિની કુંભી જેવી ઉષાની અગ્નિમૂર્તિ આંખડી આગળ ઉછળતી.

મધ્યાહ્ન નમ્યો. મધ્યાહ્નોત્તર જગતની છાયાઓ લંબાવા માંડી તેમ તેમ મ્હારા અન્તરની યે ઉંડી ઘેરી છાયાઓ લંબાઇને પડી. જગતમાં જેવા તેજછાયાના અટાપટા હતા, અન્તરમાં યે ઉષાચિન્તનના અને ઉષાની અનાસિદ્ધિના તેજઅન્ધકારના ત્હેવા પાટા પડેલા હતા. આશાભર્યા વિશ્વમાં તે નિરાશાની સ્હાંજ હતી. તૃપ્તિવન્તા જગતમાં તે

અતૃપ્તિનો ભડકો હતો; ને ભડકામાં યે તે મહાધુમ્રના વાદળપટ હતા.

નગરને પાદર વડનાં જૂથ છે, ને જૂથમાં અનન્ત જલની વાવ છે. નગરનારીઓ એ વાવનાં જલ ભરી લાવે છે, નગરજનો એ વાવનાં જલ પીએ છે. નગરનું યૌવન ત્ય્હાં સ્હાંજે સ્હાંજે બંસી વાય છે.

હું તે સ્હાંજરે ત્ય્હાં ગયો, પણ મ્હારી બંસી વીસરી ગયો. યૌવનના દેવ જેવો એક કુમાર ત્ય્હાં ગીત ગાતો હતો.

ત્હેણે ગાયું કે:

આશાભર્યો એક યુવાન આવ્યોઃ બંસી વાઈ. ત્હેણે સાંભળી પણ ન સાંભળી કરીને તે ગઈ.

વળતે દિવસે તે યુવાન ન આવ્યો, તે યે ન આવી. પણ જગતની ઘટમાળ ઘૂમતી જ હતી.

એકની બંસી ને એકનાં હાસ્ય ઉભયનાં અન્તરમાં ચિરંજીવ સ્થપાયાં ? પ્રતિષ્ઠા ને પૂજા પામ્યાં ? કે નહી ?

હું ગીત ન સ્હમજ્યો, ને ત્હેના ગીતશબ્દ યાદ નથી. તે બન્ને પરણ્યાં કે ન પરણ્યાં ? કોઇ કહેશો કે એમનાં સૌભાગ્ય ઉગડયાં, કે સ્મરણમાં જ રહ્યાં ?

જીવન કેવું છે ? બંસી જેવું નથી ? સૂર નીકળ્યો ને ઉડયો, ને ધીરે ધીરે જગતની ઝાડીઓમાં વહતો વહતો આથમ્યો. એકલવાયો કે બેલડીએ ? ઉત્તર આપો, ઓ જગતના લોક ! પોતપોતાનો પૃથક પૃથક ઉત્તર આપો, એ જીવનના મહાપ્રશ્નનો.

સ્હાંજની શીતલતા આવી ને આથમી. પશ્ચિમમાંનાં

તપ્તલોહવર્ણાં વાદળાંઓના જેવી અગ્નિની ચારીઓ મ્હારા અન્તરમાં તે પાથરી ગઇ.

સન્ધ્યાના તાણાવાણા ગૂંથાઇ ગૂંથાઇ રાત્રિ પડી ને મ્હારા યે જીવનનો દિવસ આથમ્યો. જીંદગીનું નાટક સમાપ્ત થયું લાગ્યું, ને આખરનો કાળો પડદો પડયો. વિશ્વલીલાનો પાર આવ્યો લાગ્યો, ને શિયાહ વાદળની અભેદ્ય ઝાલરો ચોમેર લટકી રહી.

પણ વિશ્વલીલાને પાર નથી. દિવસ આથમ્યો ને રાત્રિનો ચંદરવો પથરાયો. એ ચંદરવે યે અસંખ્ય ચાંદણીઓ ચમકારા કરતી ઉતરી. જગતમાંથી તેજ આથમતું જ નથી એ પાછળથી મ્હેં જાણ્યું.

કહે છે કે પુરૂષ સ્ત્રીનો સૃજનાર છે, સ્ત્રી પુરૂષની સૃજનારી છે. ઉષામાં શું ન હતું ને મ્હેં સરજ્યું તે હું જાણુતો નથી. પણ ઉષાએ તો મ્હારૂં પ્રારબ્ધ લખ્યું, ને અનન્ત કાલનું લખ્યું છે તે હું જાણું છું; તે મ્હારૂં પ્રારબ્ધ વાંચતો વિચારતો અનુભવતો હું પંચવટીમાં બેઠો હતો.

જગત ઉપર રાત્રિ જામતી હતી.

પંચમીનો ચન્દ્ર આથમ્યા પછી મોડી રાત્રે પૂર્વમાંથી એક રથ આવ્યો ને પશ્ચિમમાં ગયો. સોનાની શિખાઓ હોય તેવી ફરતી મશાલો સળગતી હતી. **हिरण्यमयेन पात्रेन** વાળી ઋચા મ્હને યાદ આવી. ઘૂઘરિયાળા ધોરી મલપતા, રથચક્રનાં ઝાંઝર ઝમઝમતાં. રથ ઉપર ધ્વજ હતો, પણ તે ફરકતો ન હતો; ત્હેની પાટલીઓનો સંપુટ બીડાએલો લટ-

કતો હતો. છાયાઓના વરઘોડા જેવો, ભૂતાવળની સ્વારી જેવો, રથ અન્ધકારમાંથી આવ્યો ને અન્ધકારમાં ગયો.

રથ ફરતા ઉષાના પિતાના પાર્ષદ હતા, ને ઉષાને પરણાવી મધરાતે વળાવતા લાગ્યા. રથ ઉષાને યોગ્ય જ હતો. સમારંભ બધો મ્હારી સન્મુખ આવતાં એક નયન, પ્રફુલ કમળની વિખૂટી પાંખડી સરિખડું, સમસ્ત તારિકા-મંડલિથી છૂટી પડેલી ખરતી એક તારિકા સમોવડું, રથમાંથી મ્હેં ન જોયા જેવું જોયું. પડતી વીજળી જેવી પલકદરિયાવ કિરણરેખા દોરી તે આથમ્યું.

તે વસન્તપંચમીની મધ્યરાત્રિએ ઉષા મ્હારા જીવનમાંથી સદાની આથમી લાગી.

નરના આત્મામાં નારીની ભૂખ છે, નારીના આત્મામાં નરની તૃષા છે. અમારાં એ ભૂખતૃષા વિશમ્યાં ન હતાં. ઉષા ઉગી, ને ઝાલવા જતાં, ઉર્વશી જેવી, આકાશમાં તે ઉડી ગઇ લાગી.

પણ માનવી ! ત્હારામાં સુર ને અસુર ઉભય છે; ત્હેમને પારખજે, ને પછી વર્જજે કે વધાવજે.

પુરૂષોત્તમનો લીલાવિસ્તાર પ્રકૃતિથી છે, ને પ્રકૃતિનો સૌભાગ્યવિકાસ પુરૂષોત્તમથી છે. નરનારીનાં પરસ્પર અનન્ત અખંડ ગુરુત્વાકર્ષણના ભેદ એ પ્રકારના છે; ને પ્રાકૃતિક છે; ચિરસ્થાયી છે; નિરવધિ છે; વિશ્વના નિયોજનમાં–વિરાટનાં ખેલનમાં સર્વસંચારી છે. ઉષાની આંખડલીમાં એ ગુરુત્વા-કર્ષણ હતું. મ્હારા જીવનનાં સમસ્ત ઝરણ એ સાગર

ભણી વહતાં. ઉષા ! તું મારો સાગર, ને મ્હારા જીવનની નદીઓનાં સહુ જળ તુજમાં આવી ઠલવાશે. પણ ઓ મ્હારા સાગર ! તું ક્યહાં છે ? કોની અંજલિમાં જઇ સમાયો છે ? મ્હારાં ફોરાં કે ઝરણાં તું નહિ ઝીલે તો મ્હારાં જલ મહાવગડે રણમાં રગદોળાશે.

સ્મશાનમાં અન્ધારી રાતે જેમ ભડકા ઉડે છે તેમ તે મધ્યરાત્રિએ મ્હારી નિરાશાના સ્મશાનમાં તરંગોના ભડકા ઉડાવતો પંચવટીમાં હું બેઠો હતો.

પર્વતરાજને શિખરે ઉભી વિજળીને કો ઝાલવા અન્તરિક્ષમાં કૂદકો મારે એવું મ્હેં આદર્યું હતું. પણ આભનો ઘુમ્મટ ચીરી અનન્ત ઉંડાણમાં વિદ્યુતબાણ ઉતરી જાય, ત્હેવી ઉષા ! તું સરસરતી સરી ગઈ, અનન્તતામાં ઉતરી ગઇ. અનેક રત્નકણે ભરેલી સંસારની હવાઇ સરિખડી તું અન્તરિક્ષમાં ઉડી ને આભમાં સમાઇ. પર્વતશૃંગની ભૂશિરને કાંઠડે એકલવાયા કો વૃક્ષ જેવો એકલવાયો હું ગગનની ગહનતામાં આંખડલીને પ્રેરતો, ગગનની ગલીગલીમાં ત્હને શોધતો, ઉભો છું. વસન્તપંચમીનો વીતેલો આજનો દિન પાછો આવશે તો તું યે પાછી પધારીશ. પણ ત્હો યે–ત્હો યે ઉષા ! નિરાશાના તરંગ ઉછળતી મ્હારી ક્ષિતિમાં હું વાટડી નિરખું છું ત્હારી.

રસવિમાનમાં વિગમન કરતી તું ચન્દ્રલોકમાં અમૃતચન્દ્ર થઈ વિરાજતી હો તો પૃથ્વીલોકમાં અશાન્ત ઉરજલવન્તો ઉદધિ મ્હને સરજવા હું પ્રભુને પ્રાર્થું. તું ઉગીશ

એટલે હું ઉછળીશ. મ્હારા છાંટા ત્હને અડકશે નહીં, છતાં અર્ઘ્યનાં શિકરો અર્પીશ. મ્હારા તરંગ ત્હને હુલાવશે નહિ, છતાં દૂરવાસી ત્હારી છાયા ઝીલી ઉર્મિમાલાના હિન્ડોલે ઝૂલાવીશ. ત્હને નિરખી નિરખી, ત્હારી પૂર્ણિમાને નિહાળી નિહાળી ઉર ચગડોળે ચ્હડશે, ને તોફાન ઘૂઘવશે. નિરાશા એ જ મ્હારી આશા છે, મૃત્યુ એ જ મ્હારાં જીવન છે : તું નથી એ જ મ્હારા આયુષ્યનું અવલંબન છે.

ગઇ, તું ગઇ, ઉષા ! તું સદાની ગઈ મ્હારા જીવન-માંથી : પણ પૃથ્વીથી પર નથી ગઈ. તો આ મૃત્યુ જેવાં પ્રલપન શાં ? પર્વત પડયા મ્હારી ને ત્હારી વચ્ચે, પણ તું ચન્દ્રલોકમાં યે નથી સંચરી ને સૂર્યલોકમાં યે નથી સિધાવી. પૃથ્વીલોકની કોઇ વાડીમાં, કોઇ ફૂલડાંઓમાં તું પોપટડી ઉડે છે. કલ્યાણ થાવ ત્હારૂં; અહીં કે ત્ય્હાં, જ્ય્હાં હો ત્ય્હાં, કલ્યાણિ ! ત્હારૂં કલ્યાણ થાવ. હું ભૂખ્યો છું, પણ ત્હને તૃપ્તિ મળજો ! હું ઉણો છું, પણ ત્હારા કોડ છલકાતા પૂરાજો ! મ્હારાં પ્રારબ્ધ-ત્હેં કુંકુમાક્ષરે લખવા આદરેલાં મ્હારાં સૌભાગ્યપ્રારબ્ધ અધુરાં-અધુરાં જ ભુસાયાં, પણ ત્હારાં તો સૌભાગ્ય અમૃતના અક્ષરે ઉઘડજો ! નિત્ય-તૃપ્ત નિરાશાના મહારણમાં ભલે હું ભટકું; આશાના હરિયાળા આંબાવાડિયે પ્રેમની પોપટડી તું સદા ઉડજે, ઉષા !

નરના અંતરમાં નારીપૂજા છે. પુરૂષોત્તમ જ્ય્હાં સુધી પ્રકૃતિધારી છે ત્ય્હાં સુધી, કાલના તે છેડા સુધી, ચન્દ્ર ને જલધિ-સૂર્ય ને સૂર્યપ્રભાના આયુષ્ય સુધી, ઓ મ્હારા જીવનની પ્રભા ! ત્હને સ્મરીશ, પૂજીશ ને ત્હારી વાટડી નિહા-

ળીશ. આવજે: જગતમાં નહીં તો અનન્તતાને કો આરે આવજે: કરમાં નહીં નો ઉરમાં પધારજે. આવજે આયુષ્યના ઉદ્ધારની એ પરમ ભૂમિકામાં. ફૂલ કરમાય, પણ સુવાસના અનન્તમાં પથરાય: ત્હેવી તું છે, ને આવીશ એમ આસ્થા છે. અન્ધારી રાત છે, પણ એ ભેદીને ય ઉષા ઉગશે એ પરમ શ્રદ્ધા છે. ઉષા ! એ અન્ધશ્રદ્ધામાં આયુષ્યઅવશેષ નિર્ગમું છું. આવજે એ આયુષ્યને આરે, કોક વેળા, કોક વેશે, કાંક કહેતી. હું છું, પણ નથી: તું નથી, પણ છે. એ 'નથી' પણ 'છે'થી વિશેષ છે. ઉષા ! તું વિશેષ છે, તો મુજ અધૂરાપણું પૂરજે. બ્રહ્માંડમાં પરબ્રહ્મ ઉતરે છે તેમ ઓ પરબ્રહ્મની પરમ સૌન્દર્યકલા ! મ્હારા જીવનમાં તું ઉતરજે.

પંચાગ્નિની ધૂણી જગાવી જોગી તપ તપતો બેસે તેમ તે રાત્રિએ મ્હારી પાંચે ઇન્દ્રિઓ સળગતી હતી; તે પંચાગ્નિ વચ્ચે તપ તપતો હું બેઠો હતો, ને ધૂમાડાના આવા ગોટેગોટ અન્તરમાંથી ઉડતા હતા.

* * * *

વાંચનાર ! ઉપરનાં આ અવતરણો કવિતાની મ્હારી નોંધપોથીમાંથી છે. તે વાંચી ત્હને લાગતું નથી કે પ્રેમનું પરમ મહાકાવ્ય લખાવું બાકી રહી ગયું છે ? મ્હારૂં, તેમ જ ત્હારૂં ય તે ?

* * * *

તે અઘોર રાત્રિનું પ્રભાત ઉગશે જ નહીં એમ મ્હને લાગતું. પ્રણ પ્રભાત ઉગ્યું, ને અદ્‍ભુત ઉગ્યું.

**न जाने जानकीनाथ प्रभाते किं भविष्यति** એ પદ કાલના અશુભને કાજે લોક આજે વાપરે છે. અકસ્માતો ને ચમત્કારો શું અશુભ જ હોય ? ગહન અજ્ઞેય સકલ નઠારૂં જ નથી એ સંસારીઓ કેમ વીસરી જાય છે ?

બીજે દિવસે સ્હવાર પડયું ત્ય્હારે મ્હારી બ્હારીમાં કોયલ બોલતી, પલંગ ઉપર છૂટાં ફૂલડાં કોઈએ વેરેલાં હતાં, ને સ્હવારનો તડકો હસતો હતો. વાતાવરણમાં વસન્તને મ્હેં રમતી દીઠી.

વાંચનાર ! ત્હેં ડૂબકી ખાધી છે ? સરોવરમાં ન્હાતાં કે નદીનાં જલમાં ઝીલતાં પાતાળમાં ઉંડો કોઈ વેળા તો ઉતર્યો હોઈશ. ને પછી ઉપર—જલ ઉપર આવ્યો ત્ય્હારે કેવું લાગ્યું હતું ! સંસારસમુદ્રના મહાજલમાં ઉષાએ અને મ્હેં એવી પાતાલગામી ડૂબકી ખાધી હોય એવું પ્રથમ તો અમને લાગ્યું.

પણ મૃત્યુમાં યે જીવન મૂકયાં છે, ને દુનિયા કહે મૃત્યુ પીધું ત્હેને અમરો કહે અમૃત પીધું એવી ઘટના જેણે ઘડી છે એ પ્રભુને કેટલો કૃપાળુ કહેવો ?

આજે પણ એ પ્રસંગનાં સ્મરણ જાગતાં અમને એમ થાય છે કે સંસારે તો ભેરવજપ અમને ખવરાવ્યો, પણ ઉષાને પુણ્યે અદ્ધર હરિનાં વિમાન ઉતર્યાં, અને એમાં અમે અમારા સ્નેહસ્વર્ગમાં સંચર્યાં.

સન્તજનો મરજીવાનો મહિમા ગાય છે. **અમેયે** સ્નેહના મરજીવા થઇ નીવડયાં.

અગાધ અમ્ભોધિનાં અમ્બુમાં અમે ફેંકાયાં. ઉગરશું નહીં એમ આશા મૂકી, પણ મોતીઓના ખોબલા ભરી ભરી અમે અમારા ઉપવનને આરે ઉતર્યાં. મોતીના મ્હેરામણમાં પ્રારબ્ધે ગોથું ખવરાવ્યું હતું.

બીજે દિવસ સ્હવાર પડયું ને સૂર્યનારાયણ ઉઠયા પછી હું ઉઠયો ત્ય્હારે પાસેના મન્દિરના ચોકમાં કોઈ તિથિ પૂછતું હતું. જ્યોતિષીએ કહ્યું, વસંતપંચમી. પૂછનારે પૂછ્યું, વસંતપચમી તો કાલે હતી ? જ્યોતિષી કહે, બે વસંતપંચમીઓ છે, ઉદયાત આજે છે.

અમૃતના વરસાદ વરસ્યા હોય એવું મ્હને લાગ્યું. મ્હારા આત્માને સંજીવનના કણ છંટાયા, ને શબની નાડીઓમાં લોહી ધબકવા માંડયું.

બે વસંતપંચમીઓ કહેનાર એ જ્યોતિષી ઉપર હું આફરીન થયો. કોઇ જ્યોતિષી–ફિરિસ્તો હવે આકાશમાંથી ઉતરે ને કહે, ઉષાઓ યે બે છે !

મ્હેં નિહાળીને જોયું તો વાયુમાં વસંત હતી, તેજમાં વસંત હતી, આભમાં વસંત હતી; રસ્તે જતાં આવતાં પુરજનોને વદને યે વસંત હતી.

સ્હવાર હજી થોડું થોડું ઉગ્યું હતું ત્ય્હાં ઉષાની મા આવ્યાં, ને મ્હને જોઇ બાને કહ્યું કે 'હું તો દેવને દર્શને આવી હતી.' ત્હેમના ગયા પછી મ્હારી માતાએ મ્હારા પિતાને ઉષાના પિતા પાસે મોકલ્યા. કૌતુકવદને તે સિધાવ્યા, ને સ્મિતવદને તે પધાર્યા. આવ્યા એટલે શેરીમાં

ને સગાંસ્નેહીમાં સાકર ને ગોળધાણા વહેંચવા મ્હારી માતા નીસરી.

ઉત્થાપનનાં દંદુભિ ગાજે તેમ ધબડધબડ ચન્દ્રિકા મ્હારા મેડીએ ચ્હડી આવી. 'ભાઇબીજે તિલક કર્યું હતું, ને ત્હેં માન્યું ન હતું. લે આ ઉષાનું તિલક. ત્હારા લલાટે જડેલી ઉષા તે ક્ય્હાં ખોવાશે? ત્હારા ભવિષ્યમાં ઉષા અનસ્ત જ ઉગશે હવે. મ્હરોડિયે પુષ્પોથી વધાવ્યો ત્હારે તો ઘોરતો હતો.'

ચન્દ્રિકાનો શ્વાસ છાતીમાં માતોસમાતો ન હતો: હર્ષ તો ભરાઇ આખખે યે મ્હારે ઓરડે ઉછળતો.

હું કાંઇ ન સ્હમજ્યો. ચકિત નયને ને આશ્ચર્યકંઠે કહ્યુઃ 'પણ ચન્દ્રિકા! કાલસાગરમાં તે સૌભાગ્ય તો કાલે ડૂબી ગયું. ઉષાનાં લગ્ને થયાં, ને સાસરિયે પણ સિધાવી.'

'એ તો છાયાઉષા. ઉષાનાં લગ્ન તો આજે થશે—ત્હારી સાથે. ને સાસરિયે પણ પધારશે—ત્હારે ઘેર. ગઇ એ તો ઉષાની અલાબલા. બાને ઉષાની બા મળી ગઇ, ને બાપુ ઉષાના બાપુને મળી આવ્યા. આજે ચ્હડજે વરઘોડે જગતને જીતવા, ને જીતી લાવજે સુન્દરીઓની સૌન્દર્યરાણી' એમ કહીને મ્હને ગાલ ઉપર ધીમેથી ટમકી મારી.

ફિરિસ્તો નહીં તો પ્રભુની ફિરિસ્તણ ઉતરી મ્હારી બ્રહ્મલોકમાંથી, ને બોલી કે વસન્તપંચમીઓ સરિખડી ઉષાઓ યે એ છે. હું તે ફિરિસ્તણને પગે લાગ્યો, ને ત્હેણે મ્હારાં મીઠડાં લીધાં.

તે દિવસે ઉષાને ત્‍્હાં ફરીથી લગ્નોત્સવ થયો, ને ઉષાનાં વિજયવાજાં વાગ્યાં.

અમૃત ચોઘડિયે અમારે ઓટલે યે ચોઘડિયાં બેઠાં. મ્હારી માતા તો હરખઘેલી થઇ. તરત જ ઉષાને ઘેર ન્હોતરી, ને હેતને ખોળે તેડી સાકર જમાડી શણગારી.

પછી મ્હારે મન્દિરિયે કોટી કોટી ભાનુ ઉગ્યા. મ્હારી દૃષ્ટિને કિરણદ્વારે ચ્હડીને ઉષા આવી ને અજવાળાં કીધાં. ઉષાને સેંથલે નવરત્ન શીષફૂલ આરોપી કંઠને કરલતાએ વધાવી હૃદયને રાજતખ્તે સ્થાપી ત્‍્હેના સૌભાગ્યદેશે ચુંબનનો વિજયચન્દ્રક કીધો. ઉષા તો મ્હારા આખ્ખા યે વદન ઉપર ચુંબનનાં જાણે ફૂલડાં વરસાવવા મંડી ગઈ હતી. ત્‍્હેના માથાને જાણે રસમુગટ ધરાવતો હોઉં તેમ ત્‍્હેને આખે યે માથે મ્હેં પણ ચુંબન કીધાં.

મ્હેં કહ્યુંઃ બે વસન્તપંચમીઓ તો જોશીરાજ લાવે; પણ બે ઉષાઓ કીયા જોશીરાજ લાવ્યા જી ? ઉષા ! કાલનું સ્વપ્નું કે આજનું ?

મુખડે ચુંબન ઝીલતાં ઝીલતાં ઉષાએ કહ્યું: બન્ને યે સ્વપ્નાં. જીંદગી જ સ્વપ્નું છે; પણ તે મ્હારે ત્‍્હારી સ્હોડમાં ભોગવવું છે.

લટકા ને લહેકા કરતી ખડખડાટ હસતી ચન્દ્રિકા આવી. બધી તો નહીં પણ અમે યે કાંઈક સુજનતા ધારી ને આમન્યામાં આવ્યાં.

"ઉષા ! તું યે અજબ સ્તો !" ચન્દ્રીએ ઉપોદ્‌ઘાત કીધી. 'ત્‍્હેં યે ઠીક લક્ષ્મીના કોડ પૂર્યા. લક્ષ્મીને લક્ષ્મી-

કાન્ત ગમતો; લક્ષ્મીને મોસાળ સરોવરે તે પાણી જતી ને લક્ષ્મીકાન્તને સરોવરમાં તરતો નિહાળતી ત્ય્હારથી તે ગમતો. પણ લક્ષ્મી યે બહાદુર ને ? મ્હાયરામાં ધ્રૂજતી ધ્રૂજતી સિધાવી: પણ ચોરીમાં તો શિલા જેવી સ્થિર હતી. ત્હારી માએ યે ત્હેને ન ઓળખી !"

"મ્હાયરામાંથી ઉઠી ત્ય્હારે તો ઓળખી. પણ પાણિગ્રહણ પછી ભૂલ ભાગે એવું રહ્યું ન હતુ. ચોરીએ ચ્હડી ઉતર્યે માતાએ મ્હારા પિતાને ફોડ પાડી. આશ્ચર્ય ને ખીજના ઉભરા શમ્યા પછી પિતાએ લક્ષ્મીના પિતાને સ્હમજાવ્યું. કનકપુરના નગરશેઠનો પુત્ર જમાઈરાજ તરીકે કોઇકને જ ન ગમે. ને લક્ષ્મીની સંમતિ વિના તો એ સંસારી કાવતરૂં રચાય જ ક્ય્હાંથી ? એમ સ્હમજી સંસારશાણા વડિલો હસી પડયા; ને ઘડીક પછી તો શાસ્ત્રમાંના સ્વયંવરવિધાનને પગલે ચાલનાર બહાદુર પુત્રીઓની—સ્હેજ શરમાતાં શરમાતાં—પ્રસંશા યે કીધી. લક્ષ્મીના પિતાએ કાલનો ખરચ ઉપાડી લેવા માગ્યો, પણ બાપુએ ના પાડી કે લક્ષ્મી યે ઉષાની સહિયર તે ઉષા જેવી છે મ્હારે. વરઘોડિયાંની વ્હેલ સિધાવ્યા પછી બન્ને પિતાઓએ નગરશેઠને વાત કરી. છોકરીઓએ છેતર્યાથી ત્રણે વડીલો જરા ઝંખવાયા, પણ ભૂલ ભૂંસાય એવી ન હોવાથી કૌતકવદને હસ્યા. નગરશેઠે કહ્યું: 'ના, શેઠાણી કહેતાં હતાં કે કન્યા તો રૂપવન્તી છે.' ચોકમાં સહુ બન્યું, ને ઝરૂખાની જાળીએથી હું જોતી હતી.'

મ્હેં કહ્યું: તું યે જબરી છો, ઉષા ! દુનિઆના ડાહ્યાઓને યે થાપ દીધી.

"ત્હારે શું એકે ચૂમેલી બીજાને પરણે ?'

ઉષાના એ સરળ પ્રશ્નથી હું ચમક્યો, ને સારૂં જગત મને ચમકતું લાગ્યું. એ પ્રશ્નમાં કંઇ કંઇ સંસારવિધિઓના દુર્ગમ દુર્ગો તૂટતા ને પ્રેમધર્મનાં પરમ મન્દિરો મંડાતા મ્હેં દીઠાં.

મ્હેં ઉત્તર વાળ્યો, ના, ઉષા ! દુનિયાને એમ અભડાવાય નહીં. પણ ત્હારૂં જીવન તો જયનું ખરૂં સ્તો ?

ઉષા કહેઃ "તું મ્હને રોજ કહેતો કે ' સંસારમાં સહી લેવા નહીં, પણ ઉષા ! જગતને જીતવા તું જન્મી છે.' મ્હને છક્કડ દેવા સંસારે તરકટ કીધું હતું. નિત્યની ત્હારી એ બિરદાવલિએ મ્હને જીતાડી. ત્હારી એ જયમન્ત્રણામાંથી મ્હારો જય જન્મ્યો."

' ને ઉષા ! તું શું નથી જીતી ?' ચન્દ્રિકાએ કહ્યું. ' નિશાળમાં યે તું રોજ જીતતી, બગીચામાં જીતતી; પાણીઆરે જીતતી, અને જીવનમાં યે જીતી લીધો મારા વીરને, ને દીધો દેશમાં વિજયડંકો. ભાઈ ને ભાભી બન્ને જયવન્તાં છો, તે મ્હારા બન્ને ભાણેજોનાં નામ રાખીશું જયવિજય—'

જીવનનો પ્યાલો અમારો અમૃતથી ભરાતો હતો.

અમારા ચોકમાં યે મેઘાડંબર જેવો ચન્દરવો બન્ધાયો, મંહી સુન્દરીઓની વીજળીઓ ચમકવા માંડી. પણ ચન્દ્રિકાનો ચમકાર અનોખો હતોઃ જાણે ઇન્દ્રધનુષ્યની વેલડી !

ચ્હડતે પ્હોરે સાજન ઉષાને ઘેર ગયું. સારા યે નગરમાં ઉષાની ચમત્કારિક જયકથાનો ડંકો વાગી રહ્યો

હતો, એટલે શેરીએ શેરીએ ને ચોકે ચોકે ઉષાએ કીધા વરને કાજે સંસાર ઉથલાવ્યો એને નિહાળવા નગરજનો ટોળે મળ્યાં હતાં. તે દિવસે હું તો જાણે નગરનું કૌતુક હતો. સજ્જનસજ્જનીઓના સ્મિતપરિમલમાં તરતો હું ઉષાની હવેલીએ ગયો. ઉષાની માતાએ હસતાં હસતાં સત્કાર્યો, ને ભાભીએ અક્ષતકુંકુમ કરતાં કહ્યું કે નિત્યે બ્હારથી બોલાવતા, હવે ઘરમાં આવીને તેડી જજો.

મહેમાન નહીં પણ રાજરાણી તરીકે ઉષા મ્હારે મન્દિરિયે તે રાત્રિએ પધારી. રસસૌન્દર્યની અધિષ્ઠાત્રીની, અમ ઉભયનાં સૌભાગ્યની દેવીની તે રાત્રિએ મ્હારે મન્દિર પ્રતિષ્ઠા થઇ.

મ્હારા જીવનમાં યે અનસ્ત ઉષા સદાની ઉગી.

સંજીવનની ઋતુ જોઇ છે? કરમાયેલી કયારીઓ કેવી ખીલે છે? વસન્ત બેસે છે ત્ય્હારે ફૂલછોડને પાંગરતા ને પ્રફુલ્લતા જોયા છે ને? અમે યે 'કાલે' કરમાયાં હતાં, પણ 'આજે' એવી સંજીવનની ઋતુ બેઠી કે હજી યે તે તપે છે. જીવનભરની અમારી વસન્ત ઉગી, ને રોજરોજ અમારે કુંપળો પાંગરે છે, ને પાંખડીઓ પ્રફુલ્લે છે. આયુષ્યનો આંબો અમારો મ્હોરથી લચ્યો—નમ્યો છે, ને ઉષાની બાંધણીની સૌભાગ્યચુંદડી સમો વિધવિધ પાકા રંગે ભાતીગર શોભે છે. ફૂલવાડીના છાયામાર્ગોમાં ફૂલ વેરાય એમ અમારા જીવનપન્થો ફૂલથી પથરાયેલા છે.

જીવન અસત્ નથી, પણ સત્ છે; જીવન નિદ્રા કે

ઘેન નથી, પણ ચિત્‌ની પરમ ચેતના છે; જીવન ઘડીનું હસવું નથી, પણ આયુષ્યનો આનન્દ છે: એ સત્યોની પ્રતીતિ કરાવવા એ વસન્તની વસન્તપંચમીની ચન્દ્રિકામાં રસાનન્દની રૂપકલા ધારી સચ્ચિદાનન્દજી મ્હારે મન્દિરિયે પધાર્યો, ને આત્માને રસસિંહાસને મ્હેં પધરાવ્યા.

સકલ રસિકોનાં રસસિંહાસને એવી રસજ્યોત સદા ઝળહળજો !

વૈજયન્તી ફૂલમાળા જેવી મ્હારે કંઠે ઝૂલતાં ઝૂલતાં ઉષાએ કહ્યું: વૃન્દાવનમાં કે સૂરતમાં જ નહીં, પણ પૃથ્વીને નગરનગરે, રસના માંડવડા સરિખડું, ગોપીપરૂં છે, મ્હારા કહાન ! કહાનગોપીની વાર્તા તો કૃષ્ણાવતારથી યે જૂની છે, સૃજનજૂની છે.

કેસૂ ને કેસરને છાંટણે છાંટેલા વસન્તી વાઘા સજી વસન્તમૂર્તિ શી ઉષા શોભતી હતી, ને કહાનગોપીની રીતે જ ચન્દ્રની અમૃતચન્દ્રિકામાં જીવનવસન્તની વસન્તપંચમી અમે ઉજવી.



# વિદાય



વાંચનાર! આવો અમારો કંઇક કથાવિસ્તાર છે. અને હવે વિદાય! આ વાર્તા એવી છે કે **यस्यान्तं न विदुः सुरासुरगणा.** સહુ દેશના સર્વ ભાષાના સહુ કવિવરોએ એ ગીત ગાયાં છે, ને ગાશે; પણ વાર્તા પૂરી નથી થઇ, ને પૂરી નહીં થાય. કોઇ કોઇએ શપથ લીધા કે એ ગીત ન ગાવાં; પણ ત્હેમાંથી ઘણાના એ શપથ બરફના મહેલ જેવા ઓગળી ગયા. વાણીનો પાર નથી, તેમ આ વાર્તાનો યે પાર નથી. તો ત્ય્હારે હવે વિદાય!

ને આમાં ત્હને કેટલુંક ઘેલા જેવું નથી લાગ્યું? આજ હું વાંચું છું ત્ય્હારે મ્હને યે લાગે છે. તું તો જીન્દગીભર ડાહ્યો જ રહેલો છે ને? ઉષા કહે છે કે આજે અમારાં શરત્‌જલ છે, નીતરેલાં ને ધીરગંભીર; પણ અન્તરિક્ષથી રસાર્ણો વરસતી ને અમારી નાડીઓની નદીઓમાં પૂર ઉછળતાં, તે કાળે નાડીઓ ઘેલી હતી કે ડાહી? વાંચનાર! ત્હેં ત્હારી લયલાના મજનૂવેડા કર્યા હોય તો અમને યે આ માફ કરજે. જ્ય્હારે જ્ય્હારે ઉષા આ વાંચે છે ત્ય્હારે ત્ય્હારે મીરાંનું ભજન ગાય છે કેઃ—

ઘેલાં અમે ભલે થયાં રે,
અમને ઘેલાંમાં ગુણ લાધ્યો.

**ઉષા કહે છે કે કેટલીક ઘેલછામાં યે ડહાપણ હોય છે.**

અને સાચ્ચું કહેજે હો ! આ ત્‍હારી વાર્તા કે મ્‍હારી વાર્તા ? ત્‍હેં ઊંડું જોયું ? દેશદેશનાં દેશીઓનાં વસ્ત્રપરિધાનની વિવિધતામાં માનવમૂર્તિ શું વિધવિધની છે ? એક આંબાની કેરીઓ ઘાટરૂપે ન્‍હાની મ્‍હોટી હશે, પણ ગુણધર્મે–રસવિભૂતિએ પૃથક્ પૃથક્ નહીં હોય. વાંચનાર ! ઊંડું જો ! એ પાઘડી કે ટોપી કે ફેંટો ન નિહાળ; પણ પાઘડી ટોપી ને ફેંટાની અન્દર શીર્ષકુંભ છે તે જો, ને કહે કે તે જૂદો જૂદો છે ? કે તે શીર્ષકુંભમાંનાં મસ્તિકચેતન ભિન્નભિન્ન છે ? કે તે બુદ્ધિકુંભમાંના મસ્તિકવ્યાપારના ધર્મકર્મના નિયમસિદ્ધાન્તનું ન્યાયશાસ્ત્ર દેશદેશ કે વેશવેશ કે પ્રજાત્વપ્રણાલિકા પરત્વે પૃથક્ પૃથક્ છે ? બુદ્ધિના ન્યાયશાસ્ત્ર જેવું રસનું ન્યાયશાસ્ત્રે સકલ માનવજાતિ માટે એક જ છે. આ વાર્તાના પ્રસંગોમાં નહીં તો તે પ્રસંગોમાંની રસભાવનામાં શું ત્‍હારી કથા નથી ?

વેદાંત સાચું હો કે ખોટું હો; હું વેદાન્તકથા સ્‍હમજાવવા બેઠો નથી. પણ **अहं ब्रह्मास्मि**ની સાથે જ **तत्त्वमसि**નું મહાવાક્ય ગૂંથાયેલું જ છે; અને તે બેમાંથી **सर्वं खल्विदं ब्रह्म**નું સર્વતોમુખ મહાવાક્ય, સૂર્યની પાછળ તેજના જેવું, પ્રગટે છે એમ વેદાન્તાચાર્યો વદે છે. રસની ફિલસુફીમાં એ વેદાન્તવાદનાં પગથિયાં ગોઠવજે; એ સૂત્રોમાં સત્ય છે એટલું ત્‍હને સત્ય લાધશે, એ સૂત્રોમાં અસત્ય છે એટલું ત્‍હને અસત્ય લાધશે. પણ એ વેદાન્તસૂત્રો રસ-

શાસ્ત્રમાં ગોઠવીને પછી કહે કે આ મ્હારી ત્હારી કે સહુની વિશ્વકથા છે ?

ઝવેરાતને ખૂલ્લું મૂકવાથી રજ ચ્હડે છે; ને કેટલાંક સ્મરણો તો ઝવેરાતથી યે મહામોંઘામૂલાં છે. પ્રિયસ્મરણના તે પરમ પવિત્ર ઊંડા ભંડાર, વાંચનાર ! ત્હારે યે ન ખોલવા, ને હું યે નહીં ખોલું. ઉરમન્દિરના દેવખંડમાં તો એક પ્રિયજનને જ પ્રવેશનો અધિકાર છે. સ્નેહકુંજની એ ઘટામાં તો માત્ર પ્રિયતમનો જ વાસ છે. અન્દર જા, ને એ પામ કે જે સકલ જગત ઝંખે છે.

**देहीनां हि यथा देहे कौमारं यौवनं जरा;**

સ્હવાર બપ્પોર ને સ્હાંજ સમા જીવનના દિવસના એ ત્રિકાલ શ્રી કૃષ્ણચન્દ્રે ગીતામાં ગાયા છે. કૌમાર જીવનની આશા છે, અણુવિકાસ છે, કલિસંપુટ છે. જરા જીવનનો વિશ્રામ છે, કરમાશ છે, જીર્ણતા છે. જીવનના દિનનો મધ્યાહ્ન યૌવન છે, આયુષ્યના ચન્દ્રની પૂર્ણિમા યૌવન છે, સંસારયાત્રાના સંવત્સરમાંની સંજીવિની વસન્ત યૌવન છે. તે કાલે મનુષ્યના આંબા મ્હોરે છે, ને કોયલો બોલવા માંડે છે. **ऋतूनां कुसुमाकर**ની આ કથા કહી. વનમાં એક વેળા એક કોકિલા એ કથાનાં કાવ્ય ગાતી હતી. ત્હેના શબ્દો વીણી વીણી, કંઇક સ્હમજી–કંઇક અણુસ્હમજ્યે–કંઇક અધુરૂં સ્હમજી, આ કથા કહી છે. ખામીઓ મ્હારી છે, ખૂબીઓ એ કોકિલાની છે.

ખીલવે ત્હેનું સદાનું યૌવન છે, ન ખીલવે ત્હેનું કૌમાર છે. જાળવે ત્હેનું નિત્યજોબન છે, ન જાળવે ત્હેની

જશા છે. ઉત્ક્રાન્તિવાદ કહે છે કે આવડે ત્હેના નિત્યવિકાસ છે. ને નિત્યવિકાસ એ નિત્યયૌવનનું લક્ષણ. દેવાંગનાઓને કો રસમીમાંસકો નિત્યયૌવના કહે છે. પૃથ્વીવાસી દેવદેવાંગનાઓ કાજે યે એવાં વિશેષણ–ચોક્કસ દરજ્જે–સંભવતાં શું નથી ?

વાંચનાર! તું સંયોગી છે કે વિયોગી ? તું સ્મિતભોગી છે કે સ્મિતનાં સ્મરણભોગી ? તું સ્નેહયોગી તો છે ને ! એ ધૂણીનો ઉપાસક તો છે ને ? ઉષા કહે છે કે પ્રિયજનને સંયોગ ને વિયોગ ઉભય પ્રિયતમના સ્નેહયોગ જ છે; ને તે સાચું છે. તું વિચારી જો, એટલે ત્હને યે સાચું લાગશે. રસસત્યો ઉષા બોલે છે એવાં મ્હને નથી આવડતાં. તે કહે છે કે નિત્યસંયોગ કે નિત્યવિયોગ કોઇના કહી દીઠા છે ? આંખ આ ભવ જ જોશે ? કે પરભવ ? કે સહુ ભવ ! ઉષા કહે છે કે સંયોગ ને વિયોગ સ્નેહીઓના દેહ પરત્વેના શબ્દો છે, આત્મ પરત્વેના નથી: અને તેટલે અંશે, ચેતનથી સ્થૂલ ગૌણ છે તેટલાં, રસશાસ્ત્રમાં–ઉષાના રસશાસ્ત્રમાં, તે ગૌણ છે. ઉષા કોઇ કોઈ વાર તો અદ્ભુત બોલે છે; જાણે સ્નેહની દેવી સ્નેહનાં સૂક્તો ઉચ્ચરતી ન હોય ! ઉષા કહે છે કે સંયોગ ને વિયોગ ગુણધર્મે ભિન્ન નથી, પણ પરિમાણધર્મે ભિન્ન છે. મહાસતીએ ગગનમાં સૂર્ય થંભાવ્યો, ને મહાયોગીશ્વરે આભમાં ચન્દ્ર થંભાવ્યો હો યે તે છ માસ સૂધી. ને પછી ? શ્રી કૃષ્ણચન્દ્રની યે રાસપૂર્ણિમા આથમી કે તપી ! आगमापायिनोऽनित्य तां तितिक्षस्व, भारत। ગીતામાં એ

ગાયા પછી ગીતાકારની યે પૂર્ણિમા નિત્ય ક્‌હાંથી નહે ? છતાં યે એ પૂર્ણિમા આથમી, પણ રાસપૂર્ણિમાના એ ભાવ આથમી ગયા ? એ ભાવ આથમે ને ચેતનના વિરહ થાય ત્‍હારે પૂર્ણિમા અસ્ત પામી નિત્યવિરહની અમાવાસ્યા ઉગે. સ્થૂલના અને ચેતનના વિરહભેદ કાલિદાસ સ્‍હમજતા, અને તેથી દુષ્યન્તશકુન્તલાના વિયોગ સ્થૂલવિયોગ માત્ર નહીં પણ ચેતનવિયોગ રચી, એ સ્નેહીઓની સ્નેહકથામાં કવિવરે કરુણરસ કારમો ભરેલો છે. પ્રકૃતિના મ્હેલમાં ને પ્રકૃતિના મ્હેલવાસી આગમાપાયિન સર્વ ભૂતસંઘમાં મૃત્યુના યે વિયોગ ચેતનવિયોગ નથી. પ્રકૃતિમન્દિરના નટનાગરની નૃત્યલીલા ને દેહના ભાવપ્રદર્શન અનિત્ય છે, પણ એ રસલીલામાંની ભાવના અને કવિતા ચેતન જેટલી નિત્ય છે. **अजो नित्यो शाश्वतो यं पुराणम्** બ્રહ્મ છે; ને એવાં આયુષ્યવન્તા પિતાની પુત્રપુત્રીઓનાં યે દીર્ઘ આયુષ્યની જ આશા તો હોય. પરમાત્મતત્વ જેટલાં આત્મતત્વનાં યે આયુષ્ય નથી; પણ જેટલાં આત્મતત્વનાં આયુષ્ય છે એટલાં તો રસનાં ને ભાવનાં યે આયુષ્ય છે; એટલે સ્થૂલના–દેહના સંયોગવિયોગને સ્નેહયોગીઓ ગણકારતા નથી. અનુભવથી હવે ઉષા કહે છે કે અમારે વિયોગ શકય કે સંભવિત જ નથી.

ઉષાનું ભાષ્ય સાચું છે ને સ્‍હમજાશે, પણ તે દેહથી પર વિચારનારને, જેટલી ઉંચાઇએ ચ્‍હડે ત્‍હેના પ્રમાણમાં દૃષ્ટિની વિશાળતા માનવીને લાધે છે.

અને વિચારી જોજે, વાંચનાર ! કે સંયોગી કે વિયોગી

સ્નેહયોગીની સ્નેહસમાધિમાં ભાવભેદ—રસભેદ કેટલા ને કેવા છે ? એકકેમાં સ્નેહીઓના સ્નેહ ઓછાવધતા છે ?

ઉષા મ્હને રોજ એક પ્રશ્ન પૂછે છે કે મ્હેં આ વાર્તા લખી છે તેમ કવિઓ ને કાદંબરીકારો સ્નેહીઓના સંવનનઇતિહાસ જ કેમ લખે છે, ને લગ્નઈતિહાસ કેમ નથી લખતા ? ઉષાને મન હમ્મેશાં આ વાર્તાથી ઉણુપ રહે છે. તે વારંવાર પૂછે છે કે કવિઓને મન સંવનન એટલે જ સ્નેહ ? ને લગ્ન એટલે સ્નેહ નહીં ? વાંચનાર ! ખરૂં કહું ? અમારૂં તો સદાનું સંવનન જ છે. રોજ અમારા આત્માઓની એક એક પાંખડી ઉઘડે છે ને કોટીદલ આયુષ્યના દિવસ જેવી ઉજમાળી હસે છે. પણ ઉષા કહે છે કે કવિકુલની ભુલ મ્હેં યે આ વાર્તા લખવામાં કરી છે. ને ઉષાના એ આરોપ સ્હામે મ્હને દલીલ નથી જડતી. છતાં કવિવંશના બચાવ ખાતર ઉષાને તો હું એમ કહું છું કે બ્રહ્માંડના બ્રહ્મમુહૂર્તમાં બ્રહ્મર્ષિઓએ વેદકીર્તન ગાયાં; ને પછી કેમ ન ગાયાં ? બ્રહ્મામુખના સૃજનવેદ છે, પણ વિષ્ણુમુખના પોષણવેદ કેમ નથી ? બ્રહ્માને ને વિષ્ણુને દલીલમાં ઉતાર્યા છતાં યે ઉષાનું કહેવું સાચું છે. સંવનન સ્નેહનું સૃજન છે ને લગ્ન સ્નેહનો વિકાસ છે. ઉષાનો આરોપ એ છે કે સ્નેહના સૃજનની કથા સહુ ગાય છે; પણ સ્નેહના નિત્યવિકાસની કથા કેમ કોક જ કથે છે ? મ્હેં ઉષાને વિનતિ કીધી છે કે અમારી આ સ્નેહકથાનો ઉત્તરભાગ ત્હેણે લખવો. ઉષા કહે છે કે લખવું એટલે વર્તમાન જ નહીં પણ ભવિષ્ય સન્મુખ પરીક્ષા આપવી. વર્તમાનથી ન લજ-

વાતી ઉષા ભવિષ્યથી હજી લજ્જાય છે. પણ નવોઢાની લજ્જાવાદળીના રંગમાંથી પ્રૌઢાના પાકા રંગ ઉઘડશે ત્ય્હારે –જગતનું સૌભાગ્ય હશે તો–અમારી સૌભાગ્યકથા ઉષાને હાથે આલેખાશે. ત્હારા જેટલો જ વાંચનાર ! હું યે એ સૌભાગ્યગ્રન્થ વાંચવા ઉત્સુક છું. અમારા ઉરમાં કુલમાં જીવનમાં જે અદ્દ્ભુત કવિતાના ફૂલબાગ ઉષાએ ઉગાડેલા છે, ત્હેનાં કાવ્ય જો ઉષા લખશે તો દેવોમાં ગવાતી કવિતા દુનિયાને વાંચવા મળશે.

ત્ય્હારે હવે સમાપ્ત ? પણ આ વાતો સમાપ્ત થઇ છે કદી, કે થશે ? કવિઓ ખૂટી જશે ને કવિતા ધોવાઈ જશે, રસિકતા સૂકાઈ જશે ને વિશ્વ સહરાના રણ જેવું રસ-જલસૂકું તપશે, મનુષ્યોના હૃદયના મધપૂડા મધવિહોણા ઝોલાં ખાશે, ત્ય્હારે આ કથા સમાપ્ત થાય તો કોણ જાણે. આ નરનારીની વાતોની સમાપ્તિનો ભય હજી તો નથી. ચન્દ્રકલા સમી ઉષાઓ નિત્ય જગતમુગટે ઉગશે, ને અમૃતવર્ષા વર્ષ્યા કરશે. ઉષાનું રસગોત્ર સદા અમ્મર છે.

વાંચનાર ! જા, ચન્દ્રમુખી ત્હારી ઉષા રસજીવનના અમૃતથાળવન્તી ત્હને વધાવવા ઉભી છે. ત્હારૂં કલ્યાણ હો. વાંચનાર ! ત્હારી ને ત્હારી ઉષાની રસવાર્તા ત્હમારૂં સદા ભદ્ર કરો ! ભદ્ર કરો !

